# શ્રી સંગીત ગીતામૃત

## અધ્યાય ૧ લો.



શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ



શ્રી કૃષ્ણચંદ્રાય નમ

પ્રકાશક-પ્રેમીઆત્મા-શંકરદાસ પોચાભાઈ વાસણવાળા.

શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ

# શ્રી સંગીત ગીતામૃત

## અધ્યાય ૧ લો.







પ્રકાશક : પ્રેમીઆત્મા

**સકરાદાસ પોચાભાઈ વાસણાવાળા**

ઠે. આસ્ટોડીયા રોડ, રંગબજાર-અમદાવાદ.



આવૃત્તિ પહેલી　　　　પ્રત ૨૦૦૦

સંવત ૧૯૯૫　　　　સને ૧૯૩૯

કીંમત ૦—૩—૦

# ગીતાની આરતિ

હરી ૐ, હરી ૐ, જય ગીતા માતા, ૐ જય ગીતા માતા.
આરતી પ્રેમે ઉતારૂ, (૨) જ્ઞાનતણી દાતા, ૐ જય ગીતા માતા.

તુજ સમરણ થકી પાપ સહુ નાસે ૐ,
પયપાન કરતાં તારૂં, (૨) સચ્ચિદાનંદ ભાસે. ૐ જય ગીતા.

અઢાર અંગ નિરખતાં, અક્ષર અવિકારી ૐ,
ઘટઘટ માંહી દરસે, (૨) બંસીધર ધારી. ૐ જય ગીતા.

અમૃત ધારા વરસે, સર્વે અંગોથી ૐ,
જ્ઞાની, ધ્યાની પીતા, (૨) અતિ ઉમંગેથી. ૐ જય ગીતા.

બીજક રૂપ બતાવ્યો, પુરૂષોત્તમ પ્યારો ૐ,
ક્ષર અક્ષરનો સ્વામી, (૨) સર્વેથી ન્યારો. ૐ જય ગીતા.

ઉપનિષદોથી અમૃત, શ્રી કૃષ્ણે કાઢી ૐ,
નરને પાન કરાવ્યું, (૨) હર્ષ પમાડી. ૐ જય ગીતા.

તુજને જાણે જેહ, પુરણ રીતે ૐ,
કાળ કર્મોથી છુટી, (૨) માયાને જીતે. ૐ જય ગીતા.

તુજ સ્વરૂપ જાણી, સમજી લે મનમાં ૐ,
રાગ દ્વેષથી છુટી, (૨) રમે બ્રહ્માનંદમાં. ૐ જય ગીતા.

આત્મસ્વરૂપે થાય, જાણી તુજ જ્ઞાન ૐ,
નિર્લેપ નિર્ગુણ થઇને (૨) પામે નિર્વાણ. ૐ જય ગીતા.

ગીતા પાઠ કરી, આરતી જે ગાએ ૐ,
સકરાદાસનો સ્વામી, (૨) હૃદય પ્રગટ થાએ. ૐ જય ગીતા.

# પ્રસ્તાવના.



શ્રીમદ્ ભગવદ્ગીતાશાસ્ત્રનો સંગીતમાં અનુવાદ લખનાર હું તે વળી કોણ, અને મારૂં ગજું શું, અને મારી બુદ્ધિ ક્યાં, મારી મતી ક્યાં, ને ગીતા સ્વરૂપને જાણવાની મારી ગતી ક્યાં, તે કાંઇ પણ સમજાતું નથી. કેમકે ભગવદ્ગીતા સંગીતમાં લખાણી છે, તે વિષે મારા મનમાં ઘણી શંકાઓ રહી જાય છે.

ગીતાશાસ્ત્રની ટીકાઓ ઘણા વિદ્વાનોએ લખેલી છે. તે મોજુદ છે, તે બધી ગદ્યમાં છે, પણ સંગીતમાં (રાગ રાગણીમાં) ગીતાશાસ્ત્ર મારા સાંભળવામાં આવ્યું નથી, તો ગીતાશાસ્ત્ર, સંગીતમાં, લખાય તો તે ઘણું ઉત્તમ ગણાય. કેમકે હાલના જમાનામાં રાગરાગણી ઉપર સર્વેનાં મન વિશેષ ખેંચાય છે. ને તેના ઉપર વિશેષ પ્રેમ થાય. હાલ સીનેમા નાટકોમાં ફરવાવાળા પુરૂષો તથા સ્ત્રીયોનાં ધર્મશાસ્ત્રમાં મન ખેંચાય તો ઘણું સારૂં તેવા કારણોનો વિચાર કરતાં મને વિચાર સ્ફુર્યો કે ઇશ્વરકૃપાથી આ મહત્ કાર્ય સફળ થાય તો ઘણું સારૂ, એવા વિચારો નિતનિત મારા અંતરાત્મામાંથી ઉદ્ભવતા હતા તેથી હું શ્રી કૃષ્ણ મહાપ્રભુ પાસે મન, કર્મ, વચનથી યાચના કરતો હતો. રાત્રી, દીવસ તેમાં ને તેમાં મારૂં ચિત્ત રમણ કરતું હતું, તેથી પરમાત્મા મહાપ્રભુ શ્રી કૃષ્ણ ભગવાનનો મારા અંતઃકર્ણમાં ધ્વની પ્રગટ થયો કે જો તારે ગીતાશાસ્ત્ર રાગરાગણીમાં લખવાની પૂર્ણ ઉત્કંઠા હોય તો તેનું મથન કરી પ્રયત્ન (અભ્યાસ)

કર તેથી તે કાર્ય સિદ્ધ થશે. તેથી તેજ કાર્ય આજે પરમાત્માની પૂર્ણ કૃપાથી સિદ્ધ થયું છે અને ૭ અધ્યાય લખાઇ તૈયાર થઇ ગયા છે. હવે બાકીના તૈયાર ક્યારે થશે તે હરીઇચ્છા. પ્રયત્ન ચાલુ છે.

ચોથો અધ્યાય છપાવવાની મારી ઇચ્છા થઇ હતી તો તે કાર્ય પ્રભુના લાડીલા પૂર્ણ પ્રેમી, સદ્‌ગૃહસ્થ, બ્રહ્મક્ષત્રી વજેરામભાઈ ચતુર્ભુજભાઇની મદદથી સંવત ૧૯૯૪ ના મહા સુદ ૫ (વસંત પંચમી) ના દિવસે ચોથો અધ્યાય છપાવી બહાર પાડયો તેના ગ્રાહકો થનાર પ્રેમીજનોએ, સંગીત ગીતામૃત અધ્યાય પહેલાની માગણી કરવા લાગ્યા, તેથી તેને છપાવી બહાર પાડવાની મારી ઇચ્છા થઇ છે, તે છપાવી પૂર્ણ પ્રેમી આત્મસ્વરૂપોના હસ્તકમળમાં અર્પી કૃતાર્થ થાઉ છું.

સચરાચર જગતમાં સર્વ પ્રાણી માત્રને પૂર્ણ રીતે પરમાનંદ સુખ મેળવવાની ઇચ્છા હોય છે. તેને મેળવવા માટે હજારો તીર્થોમાં ફરી અનેક જાતના પ્રયત્નો કરે છે તો તે સુખો મેળવવા માટે બસ એકજ ગીતા શાસ્ત્રજ છે, અને સત્ રસ્તો બતાવનાર પણ તેજ છે. (સત રસ્તો બતાવે તે શાસ્ત્ર કહેવાય) માટે ખરો માર્ગ બતાવનાર સરલમાં સરલ ભયહરણ ભોમીયો, અને અનેક દુ:ખથી છોડાવનાર, નિર્પક્ષપાત ને સ્પષ્ટ અને સુલભ રીતે પરમાનંદસુખની પ્રાપ્તિ કરાવનાર ઉત્તમમાં ઉત્તમ ગીતાશાસ્ત્રજ છે. તો શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમુખથી ગાએલી વાણી, અને અર્જુને સાંભળેલી તે વાણીનો સંગીતમાં અનુવાદ કરી, શ્રી સંગીત ગીતામૃતના નામથી છપાવી બહાર પાડું છું. તો પ્રેમી આત્મસ્વરૂપો તેના ગ્રાહક બની પાઠન તથા

મનન કરી પરમાત્મા સ્વરૂપની પ્રાપ્તિ કરી લઇ મારા કાર્યને પુષ્ટિ આપવા કૃપા કરશો.

શ્રી સંગીત ગીતામૃતનું જ્ઞાન સ્પષ્ટ રીતે અને મતમતાંતરોની ખેંચતાણ વગર નિર્પક્ષપાત અને સત્ય રસ્તો બતાવી, સતસ્વરૂપની પ્રાપ્તિ કરાવે તેવી રીતે વર્ણવામાં આવ્યું છે અને રાગરાગણીથી ભરપુર અને મનને આનંદ ઉપજાવી પરમાનંદ પ્રગટ કરી, આત્મ નિત્ય છે, અચળ છે, અમર છે. અવિકારી, અલિંગ ને અવિનાશી છે, તેવું સ્પષ્ટ જણાવે છે, તો આ પ્રથમ અધ્યાયમાં અર્જુનને વિષાદ ઉત્પન્ન થાય છે, તે વખતે જેના સારથી શ્રી કૃષ્ણ ભગવાન બન્યા છે, તેમને બે હાથ જોડી પૂર્ણ શોકની સાથે પાંડુપુત્ર અર્જુન કહે છે કે હે પ્રભુ

મારો હાથ ગ્રહીને નટવર પાર ઉતારો,
મારૂં હૃદય બહુ અકળાય, આફત સહુ ટાળો.
નવ સુઝે સંગ્રામની વાત, થાય ચિંતાય, થાય ચિંતાય,
કુળ વધ કરવામાં મન ઘણું મુંઝાય. મારો૦
મને કરવું ન સુઝે યુદ્ધ, મોહશોક થાય, મોહશોક થાય
ગુરૂ પિતામહને કેમ કરી હણાય. મારો૦

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रारणे हन्युस्तन्मे क्षेमतरंभवेत् ॥४६॥

ત્યાં ભગવાને કહ્યું:—

વિષાદ તને ઉત્પન્ન થયો, શોક, મોહથી નર,
આત્મતત્વ ઓળખી, સર્વે વિપત્તિ તર.

એમ કહી પ્રભુ તેના મનને શાન્તિ આપી, આત્મજ્ઞાનનો

ઉપદેશ કરે છે, તે કહેવામાં આવે છે, તેનું મનન કરી શાન્તિ મેળવવી તેજ મનુષ્યજન્મનું કર્તવ્ય ગણાય, માટે સંગીત ગીતામૃતના ગ્રાહક બની, તે જ્ઞાનનું ગ્રહણ કરી સ્વધર્મને દીપાવવો, એવી મારી પરમાત્મા પ્રત્યે નમ્ર યાચના છે તે સફળ નિવડો.

ૐ શાન્તિ = શાન્તિ = શાન્તિ.

**પ્રેમીઆત્મા,**

શકરાદાસ પોચાભાઇ વાસણાવાળા.

---

## ગીતા ગરબો.

( પુનમ ચાંદની ખીલી છે, એ રાગ )

વાણી વિઠ્ઠલ કેરી સાંભળો અતિ સુખ થાય છે રે,
જેનું સંગીત ગીતામૃત એવું છે નામ.
તેને સાંભળવાથી જન્મ-મરણ દુઃખ જાય છે રે,
લક્ષ ચોરાસીમાં પડવું ન પડે લગાર.
ક્ષર, અક્ષર જાણતાં સ્વયં સ્વરૂપ ઓળખાય છે રે,
કૃષ્ણ પ્રભુને મળતાં આનંદ વરતાય. વાણી૦

**સાખી**

ગીતા જ્ઞાન સાગરતણો, સંગીતમાં લખીયો સાર,
ઉપનિષદોના રહસ્યનો, પૂર્ણ કર્યો વિસ્તાર;
જેથી કર્મયોગનો પાઠ બધો શિખાય છે રે,
પુરણ ભક્તિ જેથી પ્રાપ્ત પળમાં થૈ જાય. વાણી૦

સાખી

નટવર કૃષ્ણચંદ્રની, વાણી વીલાસ ગણાય,
કલ્પવૃક્ષ સમાન છે, સેવે સ્વાર્થ સધાય.
ગાતાં, વાતાં મનન કરે ભ્રાંતિ ટળી જાય છે રે,
ભવસાગર તરી જતાં નિર્ભય બની જાય. વાણી૦

સાખી

આત્મ ઉન્નતિયે જવા, ગીતામૃત અહો હાથ,
પૂર્ણ યોગ પ્રાપ્ત થશે, જડે જગતનો નાથ;
**निर्वैर: सर्वभूतेषु** પાઠ સદા ભજવાય છે રે,
જેથી દાવાનળ હૃદયનો બુઝાઇ જાય. વાણી૦

સાખી

ત્રિતાપ હરણ કરે, તોડે માયા પાસ,
ગુણાતીતને જાણતાં, ટળે ગર્ભનો ત્રાસ;
**नैनं छिन्दन्ती शस्त्रोणि** રૂપે થૈ જતાં રે,
દ્વૈતાદ્વૈત ટળી જતાં અદ્વૈત સમજાય. વાણી૦

સાખી

ધર્માત્મા બની જઇ, અહો ગીતાના ગુણ,
ચારે આશ્રમોતણું, છુટી જાએ રૂણ;
સાધ્ય અસાધ્ય જગતમાં, સાધવાનું રહે નહિ રે,
પ્રેમી આત્મા કહે પ્રીતે, નિર્ગુણ પદ પાય. વાણી૦

---

# સમર્પણ

હે યોગેશ્વર, હે પરબ્રહ્મ, પુરુષોત્તમ, અંતર્યામી, અક્ષરાધીપતિ, જગજીવન, વિશ્વંભર, હે હજારો સ્વરૂપવાળા, હજારો નેત્રોવાળા, સહસ્રકોટી યુગોને ધારણ કરવાવાળા,

હે નાથ



હે શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુ

તમારી કૃપાથી, વાણીથી, મનથી ઇંદ્રિયોથી, બુદ્ધિથી અને ચિત્તથી જે સંગીત ગીતામૃતનું પુસ્તક બન્યું તે, હે નારાયણ આપને સમર્પણ કરું છું.

લી- પ્રેમીઆત્મા શંકરદાસ

ૐ

શાન્તી શાન્તી શાન્તી



શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ

**स्वे स्वे कर्मण्य भिरतः संसिद्धि लभते नरः ॥**

પોતપોતાના કર્મમાં જે તત્પર હોય છે તે મનુષ્ય
સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

# શ્રી સંગીત ગીતામૃત

---

## અધ્યાય ૧ લો

## અર્જુન વિષાદયોગ

ॐ नमोजो आद्या वेद प्रति पाद्या ।
जय जय स्वसं वेद्या आतमरुपा ॥

અર્થ—હે ૐકાર ! હે આદિરૂપ જેમનું વેદોએ વર્ણન કર્યું છે. એવા આપને નમસ્કાર હો, સ્વયં આપજ આપને જાણવાવાળા છો, હે આત્મરૂપ આપનો જયજયકાર હો.

अहमेव परंब्रह्म मयि सर्वं प्रकल्पितम् ।
ज्ञातं यत्कृपया तस्मै गोपालगुरुवे नमः ॥

અર્થ—હું જ પરબ્રહ્મ છું, મ્હારામાં સર્વ કલ્પિત છે એવું જેમની કૃપાથી જાણ્યું તે ગોપાળ (નામના) ગુરૂને નમસ્કાર છે.

एकोऽपि कृष्णस्यकृतः प्रणामो दशाश्वमेघावभृथे न तुल्यः ।
दशाश्वमेघी पुनरिति जन्म कृष्ण प्रणमी न पुनर्भवाय ॥

અર્થ—એકવાર પણ કૃષ્ણને નમસ્કાર કર્યા હોય તો તે દશ અશ્વમેઘ યજ્ઞની બરોબર છે પરંતુ દશ અશ્વમેઘ-વાળાને ફરી જન્મ લેવો પડે છે અને શ્રી કૃષ્ણને નમસ્કાર કરનારને ફરી જન્મ લેવો પડતો નથી.

---

## ગણપતિ સ્મરણ

(ભક્તિનો મારગ અતિ કઠીણ છે રે. એ–રાગ)

પ્રથમ સમરીયે ગણપતિ દેવા રે, ગણપતિ દેવાજી,
હાંરે એવા ગુણનિધિ ગુણ ગણેશા રે, નિત પ્રેમથી કરીયે સેવા. પ્ર૦

નાભિ વિષ્ણુ જેના હૃદય બ્રહ્મા રે, હૃદય બ્રહ્માજી,
કંઠે શ્રી મહા દેવા રે, નિત પ્રેમથી કરીએ સેવા. પ્ર૦

શુદ્ધ બુદ્ધ નારીનો સુંદીર સ્વામી રે, સુંદીર સ્વામીજી,
મૂશક વાહન પર એવા રે, નિત પ્રેમથી કરીયે સેવા. પ્ર૦

રિદ્ધિ, સિદ્ધિ દાતા દેવ દયાળુ રે, દેવ દયાળુજી,
આપે મુક્તિ મેવા રે, નિત પ્રેમથી કરીયે સેવા. પ્ર૦
સૃષ્ટિ કરંતાં બ્રહ્માએ સમર્યા રે, બ્રહ્માએ સમર્યાજી,
સો વર્ષ ધ્યાન ધરંતા રે, નિત પ્રેમથી કરીયે સેવા. પ્ર૦
હળાહળ ઝેર પીતાં શીવ સમરતા રે, શીવ સમરતાજી,
ઝેર હઝમ કરે કેવા રે, નિત પ્રેમથી કરીએ સેવા. પ્ર૦
સમુદ્ર મથન કરતાં સુર વિષ્ણુ સમરે રે, સુર વિષ્ણુ સમરેજી,
અમર થયા સહુ દેવા રે, નિત પ્રેમથી કરીએ સેવા. પ્ર૦
સકરાદાસ સદા પ્રેમથી સમરો રે, પ્રેમથી સમરોજી,
કાળના પાસ કટે વારે રે, નિત પ્રેમથી કરીયે સેવા. પ્ર૦

## સરસ્વતિ વંદન

વંદન કરીયે દેવી સરસ્વતિ, વાણી વધારી આપો શુભ મતિ,
ગુણ ગવાય ગીતા તણાય, પ્રેમે સહાય કરો કૃપાય.
આનંદે આનંદે આનંદે હરીગુણ ગાઉ પ્રેમે અતિ. વંદન૦

### સાખી

વીણા પુસ્તક ધારીણી, ધરૂ હું તારૂં ધ્યાન,
શાન્તી થાય સરસ્વતિ, આપો અદ્વૈત જ્ઞાન,
જીભ્યાયે, જીભ્યાયે, જીભ્યાયે વસજ્યો આપી શુભ મતી. વંદન૦

### સાખી

તુજ ઇચ્છાથી ઇશ્વરી, મુગોવેદ મુખગાય,
દયા કરો સકરા પર, કાર્ય સફળ સહુ થાય,
પ્રણામ, પ્રણમ, પ્રણામ પ્રિતે કરૂ આદ્ય શક્તિ. વંદન૦

## ગુરૂ સ્તવન

નમું ચરણે શ્રી ગુરૂ દેવા, નિતે પ્રિતે પ્રેમ ધરી કરૂં સેવા,
અભયદાન, આપો જ્ઞાન, તોડો માન, છૂટે ગુમાન,
પ્રેમથી, પ્રેમથી, પ્રેમથી જાણું *ત્રિદેવ જેવા. નમું૦

સાખી

કૃપા કરી ગુરૂ તમે, આપ્યું અદ્વૈત જ્ઞાન,
મોહ, મુમત મુકાવીને કરાવ્યું અમૃત પાન,
પુરણ, પુરણ, પુરણ પીરસ્યા મુક્તાફળ મેવા. નમું૦

સાખી

જન્મ સફળ મારો થયો, મળીયા શ્રી ઋષિરાય,
કાંઇક વાચીક મનથી શંકરદાસ ગુણ ગાય,
એક છે, એક છે, એક છે જીભ્યા હું ગુણ ગાઉં કેવા. નમું૦

---

# ગીતા મહત્વ

## મરાઠી ચાલની સાખી

એક વખતે શંકરને પુછ્યું, પારવતીએ જ્યારે,
ગીતા મહત્વ સંભળાવો પ્યારા, શાન્તી વળે મનમાંરે,
વર્ણવો મહિમાય, કરૂં પડી પાય. વર્ણવો૦

હે દેવી, હે કલ્યાણી, ગીતાતત્વ કેરૂં મુખથી વર્ણન નવ થાય,
ગાતાં, સુણતાં, પાન કરતાં ભક્તિ પ્રાપ્ત થઇ જાય,
ભગમાં નવ ભરાય, સંસાર તરી જાય. ભગમાં૦

---

*બ્રહ્મા, વિષ્ણુ, શંકર.

યોગ નિંદ્રામાં વેદ પ્રગટ થયા, ભેદ હરીનો નવ પાય,
જાગૃત અવસ્થામાં ગીતા ગોવિંદે રચી, તેનાતે ગુણ કયાં ગણાય,
કહે ત્રિપુરારી, સત્ય કહુ પ્યારી. કહે૦

### સાખી

ગીતા ગુણ ગાતાં સદા, શેષ સારદ હરખાય,
બ્રહ્મા, વિષ્ણુ પ્રેમથી, ગુણ ગીતાના ગાય. ૧
માટે પૂર્ણ પ્રેમથી, ગીતા જ્ઞાન જે ગાય,
શંકર કહે સતિ સુણો, જીવતણો શીવ થાય. ૨
મારા સ્વરૂપને પામતાં, પૂર્ણાનંદ રસ પાય,
અનેક બ્રહ્માંડ ઉત્પન્ન કરે, સતી જાણો સદાય. ૩
ગીતા ઉપદેશ શંકર કરી, ધરતા હરીનું ધ્યાન,
સતી ગીતામૃત તણું, પ્રેમે કરતાં પાન. ૪
માટે ગીતામૃત પ્રેમથી, ગાઓ નર ને નાર,
આત્મ સ્વરૂપને ઓળખી, તરી જાઓ સંસાર. ૫

### મનહર

ગીતાનું કથન કરે વેદ સ્તબ્ધ બની જાય,
ગીતા કેરો પૂર્ણ પાર, કોણ પામી જાય છે. ૧
અપાર ગીતાના ગુણ કહેતાં ન આવે પાર,
પારાપાર તત્વ કેરો થાહ કયાં પમાય છે. ૨
સુર્ય વીના રજની ઉજળી કો બનાવી શકે,
મચ્છરની મુઠીમાં ગગન કયાં સમાય છે. ૩

પણ ગીતા અનુવાદ લખું છું ગુરૂ કૃપાયે,
પૂર્ણ પ્યારા કૃષ્ણ પ્રભુ અનુકુળ થાય છે. ૪
પણ હું તો ભાગ્યહીણુ અવિવેકી મનુષ્યથી,
સંતોની કૃપા જ્યોતિએ ગીતામૃત ગવાય છે. ૫
પારસમણી પરસતાં લોખંડ કંચન થાય,
તેમ જીવનનો લાભ અમૃત બની જાય છે. ૬
કૃપા હરીની થાય ત્યાં મુગો પણ વાણી વદે,
પાંગળો પર્વત ચઢે આશ્ચર્ય ગણાય છે. ૭
અમૃત ધારાઓ છુટે હૃદયથી અનેકો તે,
આપે બોલે આપે બકે આપે અમૃત પાય છે. ૮

## આશાગોડી

ગાઓ ગીતાજ્ઞાન પ્રેમ થકી, ગાઓ ગીતાજ્ઞાન. પ્રે૦
પ્રગટ પુરૂષને મળવા માટે, કરો ગીતામૃત પાન. પ્રે૦
સ્વસ્વરૂપનું ભાન થતામાં મલી જાય વિશ્રામ. પ્રે૦
મહાસાગર સંસાર તરવા, મેળવો ગીતામૃત વહાણુ. પ્રે૦
ભય, શોક ને વિદારી નાખી આપે પદ નિર્વાણુ. પ્રે૦
ગીતાજ્ઞાન ગ્રહણુ કરે તે, બને પરબ્રહ્મ સમાન. પ્રે૦
મનન કરે જો ગીતામૃત કેરૂં, મળશે નિર્ભય સ્થાન. પ્રે૦
ભાવ ભક્તિથી ગાઓ પ્રીતે, ટળે છે ચારે* ખાણુ. પ્રે૦

* જરાયુજ. અંડજ. સ્વેદજ. ઉભદ્ધાજ.
ઓળમાંથી. ઇંડામાંથી. પસીનામાંથી. જમીનમાંથી.

શ્રી કૃષ્ણ, સ્વમુખ વાણી સાંભળે, થે જાય કલ્યાણ. પ્રે૦
પ્રેમી આત્માનો પ્યારો રીઝે, પ્રેમે પુરૂષ પુરાણ. પ્રે૦

સાખી

પ્રેમ કરીને સાંભળો, પ્રેમેથી શ્રોતાય,
સંગીત ગીતામૃત થકી, ગોવિંદ ગુણ ગવાય. ૧

સર્વાત્માને વીનવું, શાન્તી આપો નાથ,
વાણીને વધારજો, હેતે ઝાલી હાથ. ૨

પ્રેમી આત્માને પ્રેમથી, પીરસ્યો પૂર્ણાનંદ,
આપ સ્વરૂપને પામવા, આપે આનંદ કંદ. ૩

માયા સ્વરૂપ ભુલાવીને, સમજાવ્યું આપસ્વરૂપ,
આપે આપને ઓળખ્યો, આપે વિશ્વના ભુપ. ૪

આપોઆપને ઓળખી, સમજ્યો માયા વિલાસ,
ગીતામૃત ગાતાં સદા, ટળ્યા ત્રિગુણી ત્રાસ. ૫



જીવનનો લાભ નવ મેળવે, ધરે દેહ ઘણાંય,
કૃષ્ણ સકળ સમજ્યા વીના વૈતરણીમાં તણાય.



કૃષ્ણ સકળ સમજ્યા થકી પ્રગટે પારખજ્ઞાન,
આત્મ, અનાત્મ જાણતાં બને કૃષ્ણ સમાન.

શ્રી કૃષ્ણચંદ્રાય નમઃ



# અધ્યાય ૧ લો.

धृतराष्ट्र उवाच ।

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामका पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥**

જ્યારે કુરૂક્ષેત્રમાં દુર્યોધનાદિક ધૃતરાષ્ટ્રના પુત્ર અને પાંડુપુત્ર યુધિષ્ઠિરાદિક પોતપોતાનું સૈન્ય લઇ યુદ્ધને વાસ્તે તૈયાર થયા ત્યારે હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે-હે સંજય! ધર્મસ્થળ[1] કુરૂક્ષેત્રમાં યુદ્ધની ઇચ્છાથી એકઠા થયેલા મારા પુત્ર અને પાંડુના પુત્ર ત્યાં શું કરે છે તે કહો?

---

૧. કુરૂક્ષેત્રને ધર્મક્ષેત્ર એટલા માટે કહે છે કે એ પ્રદેશમાં બુદ્ધિ પવિત્ર થાય છે એવી અલૌકિક હતી.

ધૃતરાષ્ટ્ર કહે— સંગીતાર્થ

### મરાઠી ચાલની સાખી

ધર્મક્ષેત્ર એવું કુરૂક્ષેત્ર જે, રણભુમી કહેવાય,
યુદ્ધ કરવાની ઇચ્છાથી મલીયા, કૌરવ પાંડવ યોદ્ધાય.
કરતા કાર્ય શું, કહે સંજય તું. કરતા૦

### ગજલ

ધર્મક્ષેત્રની માંહી, ધર્મયુદ્ધ કરવાને,
મળ્યા પાંડવ અને કૌરવ, અભયના પાઠ ભણવાને;
સ્વતંત્ર રાજ લેવાને, પુરા સ્વાસ્રહી બનવાને,
કર્યું શું, શું એ પુત્રોએ, પુરણ ઇચ્છાઓ ધરવાને.

### સાખી

પુત્ર પ્રેમથી પુછતો, મોહીત બનીને રાય,
સંજય કૈં સર્વે વૃત્તાંત, રણમાંહી શું થાય. ૧
ભાઇ ભાઇયો યુદ્ધ કરે, લઢી લઢી મરી જાય,
કુટુંબ કલહ પુરણ થયો, વિજય કોનો થાય. ૨
કહ્યું ન માન્યું કૃષ્ણનું, પુત્રોએ સભા મોઝાર,
મુજ અંધે ઓળખ્યા નહિ, હૃદયમાં દીનદયાળ. ૩
અપમાન કર્યું કૃષ્ણનું, સભામાં વારંવાર,
ભુખ્યા તરસ્યા કાઢીયા, કર્યો નહિ સત્કાર. ૪
હરી વિમુખ પુત્ર થયા, સમજ્યા ન સારઅસાર,
વેર બાંધ્યું વિઠ્ઠલ થકી, એવા બન્યા ગુમાર. ૫
પકવાન જમ્યા નહિ પુત્રનાં, પોતે શ્રી મોરાર,
ભાજી વિદુરતણી, જમીયા દીનદયાળ. ૬

એવા હરી નવ ઓળખ્યા, અભાગીયા અપાર,
કહો સંજય તેમાં સહુ, કેવો કાઢશે સાર. ૭

संजय उवाच।

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥**

એ પ્રકારનાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને સંજય કહે છે કે, હે રાજન! દુર્યોધન વ્યૂહરચનાયુક્ત પાંડવોનું સૈન્ય જોઈને દ્રોણાચાર્યની પાસે જઈ એમ કહેવા લાગ્યો.

**સંજય કહે—** સંગીતાર્થ

**મરાઠી ચાલની સાખી**

વ્યૂહરચના ગોઠવેલી જોઈ, પાંડુ પુત્રોની જ્યારે,
દુર્યોધન દ્રોણગુરૂ પાસે જઈ, પ્રેમે પુછતો ત્યારે.
તે કહું કથાય, સાંભળજ્યો રાય. તે૦

**ક્ષત્રીકલંક**

રણ સંગ્રામની કથાય, સાંભળ રાય પ્રેમ કરી રે,
પાંડવ સૈન્ય પુરણ ગોઠવાય............સાંભળ૦
મહા પ્રલયનો આવ્યો જેમ કાળ............સાંભળ૦
મુખ પહોળું કરી બેઠો વિકરાળ............સાંભળ૦
જાણે ચૌદ લોકને ગળી જાય............સાંભળ૦
એવા યોદ્ધાઓ જબરા જણાય............સાંભળ૦

કરે પાંડવનું દળ ખળભળાટ............સાંભળ૦
કુરૂક્ષેત્ર ભુમીમાં મેલી ઉગાટ............સાંભળ૦
પૂર્ણ બનીયું છે સૈન્ય તૈયાર............સાંભળ૦
તેને કોઇ નથી રોકી સકનાર............સાંભળ૦
કરે કાળકુટ ઝેર ઉછરાટ............સાંભળ૦
જાણે કરી નાખશે ખારો પાટ............સાંભળ૦
વડવાનલ અગ્નિ પ્રગટ થાય............સાંભળ૦
જાણે મહાસાગરને પી જાય............સાંભળ૦
એવું ભયંકર સૈન્ય દેખાય............સાંભળ૦
નાના પ્રકારનાં વ્યૂહ ગોઠવાય............સાંભળ૦
દેખી દેખી કાયર ભાગી જાય............સાંભળ૦
ભયંકર રણભુમી જણાય............સાંભળ૦

સાખી

સૈન્ય સર્વે જોઇને પાંડવકેર રાય,
દુર્યોધન દ્રોણને કહે, પ્રેમે લાગી પાય.

**पश्यैतां पांडुपुत्राणामाचार्यमहतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥**

હે આચાર્ય ! બુદ્ધિમાન અને તમારો શિષ્ય દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન એણે યથાયોગ્ય સ્થાનોપર વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડુપુત્રોની સર્વોત્તમ સેના જુવો.

દુર્યોધન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે આચાર્ય, હે ગુરૂજી પ્યારા, શીષ્ય તમારો કહેવાય,
ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહ રચના રચી છે, ઘણી મોટી જણાય.
પાંડવ સૈન્ય જુઓ, ભય સર્વ ખુઓ. પાંડ૦

( બાપા કેરા સમ છે મુને, એ રાગ. )

દ્રોણાચાર્ય ગુરૂ મારા, પૂર્ણ પ્રેમ સંભાળો રે,
પાંડુપુત્રનું સૈન્ય જોઇને, જીવ ગભરાય મારો રે. દ્રો૦
મહા પ્રલયજળના જેવા, ઉછળે મહા બળીયા રે,
જુલમ કરે છે પૂર્ણ તે તો, યુદ્ધે સર્વે મળીયા રે. દ્રો૦
દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન હસ્તે, સૈન્ય ગોઠવાયું સારૂં રે,
ચમત્કારી એ રચનાથી, મન મુંઝાયે મારૂં રે. દ્રો૦
હાલતા ચાલતા વીર રત્નોથી મહાસાગર ઉભરાયો રે,
ધૃષ્ટદ્યુમ્ને પૂર્ણ વિદ્યાનો, ભંડાર વિસ્તાર્યો રે. દ્રો૦
પાંડવ સૈન્યના સામું જુઓ, કેવી દીસે ચતુરાઈ રે,
અનેક જાતની જાળ ગુંથી છે, વ્યૂહ રચનાની માંહી રે. દ્રો૦

સાખી

મહા યોદ્ધા બળીયા બહુ થઈ ગયા તૈયાર,
ગર્જનાઓ તે તો કરે, શુરાના સરદાર. ૧

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमायुधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥**

આ સૈન્યમાં યુદ્ધ કરવામાં ભીમ અને અર્જુનના સમાન મોટા ધનુષધારી સાત્યકિ, વિરાટ અને મહારથી દ્રુપદ છે.

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

મોટાં મોટાં ધનુષ્ય ગ્રહીને, યુદ્ધ કરવાને ઉભા,
ભીમ, અર્જુન, પરાક્રમી, યુયુધાન, શુરા વૈરાટરાય સુભા.
જોડી જગમાં ન મળે, કાળ સંગે લઢે. જોડી૦

ગીતી

હાથે શસ્ત્ર લેઇ, ઉભા સર્વે યુદ્ધ કરવાને,
ક્ષત્રી ધર્મથી પૂર્ણ, વિજય વરમાળા કંઠ ધરવાને.

સાખી

યોગ્યતાથી ઉભા રહ્યા, ધરી ધરીને રોષ,
દેખી કાયર નરતણા, ઉડી જાએ હોંસ. ૧

**धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।**
**पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥**
**युधामन्युश्च विक्रांत उत्तमौजाश्ववीर्यवान्।**
**सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥**

ધૃષ્ટકેતુ, ચેકિતાન, બળવાન કાશીરાજા તથા પુરૂજીત, કુન્તિભોજ અને નરોમાં શ્રેષ્ઠ એવો શૈબ્ય રાજા છે. વળી

પરાક્રમી સુધામન્યુ, અતિ બળવાન ઉત્તમૌજા, અભિમાન્યુ દ્રૌપદીના પાંચે મહારથી પુત્રો છે.

ાન કહે— સંગીતાર્થ

સાખી

અગણીત યોદ્ધાઓ જુઓ, વીર તણા તે વીર,
એકત્ર થયા છે સહુ મહા બળીયા રણધીર. ૧

ગઝલ

રણ સંગ્રામમાં બળીયા, સર્વે યુદ્ધ કરવાને,
મોટા મોટા મહા બળીયા, વિજયના ડંકા દેવાને,
ધ્રુજાવે ધરા રણધીર, સકળ બળીયા વીર રત્નો,
મહા કાળતણા કાળ, શુરા મળ્યા યુદ્ધ કરવાને. રણ૦
ધૃષ્ટકેતુ, ચેકીતાન, બળવાન કાશીનો રાજા,
જેની હાકે ધરા ધ્રુજે, ઉભા છે યુદ્ધ કરવાને. રણ૦
નરોમાં મહા બળી શ્રેષ્ટ, કુન્તીભોજ, પુરૂજીત,
સજી ઉભા છે સૈબરાય, સકળ યુદ્ધ કરવાને. રણ૦
અહાહા પ્રાક્રમી પુરા, કહેવાયે યુધામન્યુ,
અતી બળવાન, ઉત્તમૌજા, શુરા મળ્યા યુદ્ધ કરવાને. રણ૦
પારથ પુત્ર અભિમન્યુ, મહા બળીયો તે કહેવાય,
દ્રુપદ સુતાતણા પુત્રો, સજી ઉભા યુદ્ધ કરવાને. રણ૦

સાખી

અગણીત વીર ભેગા થયા, રણભુમી મોઝાર,
પ્રાણ અર્પવા કારણે, ઉભા શુરા સરદાર;

ધરાને ધ્રુજાવતા, પાય પછાડતા જાય,
ગગન ગજાવતા મહારથી, પાંડવના ગણાય.

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥**

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥**

**હે દ્વિજોત્તમ!** મારા સૈન્યના જે જે શ્રેષ્ઠ સેનાપતિ છે તેમનાં નામ આપને જાણવા માટે કહું છું. મારા સૈન્યમાંના એક આપ અને ભીષ્મ, મુખ્ય છે. કર્ણ, સંગ્રામને જીતે એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને સોમદત્તિ ભૂરિશ્રવા છે.

**દુર્યોધન કહે—** **સંગીતાર્થ**

**મરાઠી ચાલની સાખી**

આપણી સૈન્યનાં નામ સાંભળો, કહું ગુરૂ વિસ્તારી,
મારા માટે સહુ આવી ઉભા, સ્ત્રી પુત્રોને વિસારી,
કરે સ્વધર્મ સેવા, ચડયા યુધ્ધે પ્રાણ દેવા. **કરે૦**

**મનહર**

આપણા યોદ્ધાઓ જે જે રણમાંહી આવી ઉભા,
તેમાંથી, મહારથી કેરાં, નામ કહેવાય છે...૧

મારા સૈન્યમાંહી એક, ગુરૂ આપ દીશો મુખ્ય,
ગંગાપુત્ર ભીષ્મ બ્રહ્મચારી જે ગણાય છે...૨
શત્રુઓને ચીરી નાખે, શાક્ષાત્ સિંહ સમા છે,
પરાક્રમી કર્ણરાય, કપરા, જણાય છે...૩
કૃપાચાર્ય, કૃપિબંધુ, કાળના તે કાળ જેવા,
વિશ્વનો સંહાર કરે, શીવ સમ દેખાય છે...૪
રણ યુધ્ધ કાર્ય માટે, બસ એટલા છે બહુ,
વિકર્ણ વીર જેવા, બીજા તે ઘણાય છે...૫
આપ પુત્ર અશ્વસ્થામા, બહાદુર બન્યો કેવો,
કાળની તો બીક નહી, અમર ગણાય છે...૬
તેવા વીરો મારા માટે પ્રાણ અર્પવાને આવ્યા,
ક્ષત્રીઓ શુરા સૌ ગર્જનાઓ કરી ગાય છે...૭
મારો, મારો કાપો, કાપો, કેર વરતાઓ પુરો,
એવું, એવું, બોલી, બોલી, આનંદે હરખાય છે...૮

**સાખી**

આનંદ કરતા સૌ વીરો, ગર્જના કરે અપાર,
મારવું મરવું જાણુતા, બીજા નહિ ઉદ્‌ગાર...૯

**अन्ये च बहवः शूरामदर्थे त्यक्तजीविताः ।**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥**

એ વિના બીજા શૂરવીરો મારે વાસ્તે જીવને ત્યાગે એવા છે અને નાના પ્રકારનાં શસ્ત્રોથી પ્રહાર કરનાર સર્વ યુદ્ધમાં બહુ ચતુર છે.

દુર્યોધન કહે— સંગીતાર્થ

**મરાઠી ચાલની સાખી**

એ સીવાય ઘણા વીરો મારે માટે, સજી તૈયાર થયા છે,
હથીયારો કર મધ્યે ગ્રહીને, પુરણ કુસળ બન્યા છે,
પ્રાણની નહિ પરવા, ઉભા સૌ મરવા. પ્રાણ૦

**ગજલ**

હમારા પક્ષમાં રહીને, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે,
હસ્ત હથીયારો ગ્રહીને, હમારૂ બહુ સુધાર્યું છે.
જેના બળથી ધરા ધ્રુજે, દીગપાળ ડોલવા લાગે,
એવા એવા વીર રત્નોએ, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.
શસ્ત્ર વિદ્યામાં છે પુરા, અસ્ત્ર વિદ્યા, ન, અધુરા,
એવા સંગ્રામમાં શુરા, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.
જગતમાં તે બરાબરી, કોણ યોધ્ધાઓ મળનારા,
પુર્ણરાજ ભક્ત બનવાને, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.
પતિવ્રતા સ્ત્રિયો કેરૂ, પતિચિંતવનમાં મન લાગે,
તેમ તે મારા વિજયમાં, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.
સ્વામીભક્તિ ગણી સાચી, એહા છે પ્રાણ અર્પવા,
યુદ્ધમાં, આહુતી દેવા, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.
એવા એવા વીર યોદ્ધાઓ, આવ્યા છે આપણા પક્ષે,
રાજ, વૈભવ, પડયા મેલી, હમારૂ શ્રેય સ્વીકાર્યું છે.

**સાખી**

મરવાથી ડરતા નથી, વિજયમાં છે ધ્યાન,
મારવું મરવું જાણતા, બીજું નથી ભાન,

પરાક્રમી એટલા બધા, ગણુના કદી ન થાય,
યુધ્ધ કળામાં કુશળ, સર્વે યોધ્ધા ગણાય.

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥**

મારૂં સૈન્ય ભીષ્મથી સચવાય છે તેથી અસમર્થ છે, અને તેમનું સૈન્ય ભીમથી સચવાયું છે તેથી બળિષ્ટ છે; કારણુ કે ભીષ્મ ઉભય પક્ષવાળા છે.

દુર્યોધન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

ભીષ્મ પીતાથી રક્ષાયેલી, અગણીત સૈન્ય ગણાય,
ભીમ ભાઇથી રક્ષિત યોધ્ધા, ઘણા થોડા જણાય.
કહો ગુરૂરાય, વિજય કોનો થાય, કહો૦

(બાપા કેરા સમ છે મુને એ રાગ.)

ક્ષત્રીયોમાં શ્રેષ્ટ તે તો શુરા સહુ કહેવાયરે,
ભીષ્મ પીતાથી રક્ષાયેલા, બહુ બળીયા ગણાયરે. ક્ષત્રી૦
સર્વે સૈન્ય વ્યૂહ રચનાથી, ગોઠવાઇ છે સારીરે,
ભીષ્મપીતા છે મહારથી પોતે, જીત થાય હમારીરે. ક્ષત્રી૦
રણ સંગ્રામ તરી જવાને, દુસ્તર નવ દેખાયરે,
પ્રલય કાળના અગ્નિ જેવા, યોધ્ધાઓ જણાયરે. ક્ષત્રી૦
મહાબાહુની સહાય મળતાં, બાકી શું ગણાયરે,
સ્હાય ગુરૂ, પિતાની મળી છે, નિરભય હું સદાયરે. ક્ષત્રી૦

આપણા દળ આગળ પાંડવ દળ તુચ્છ જણાયરે,
ભીમસેનથી, રક્ષાયેલું, જય ક્યાંથી થાયરે. ક્ષત્રી૦
નાદાન, એવા ભીમ થકી, સૈન્ય નવ સચવાયરે,
રણ સંગ્રામ જબરો શુર, પાંડવથી નવ તરાયરે. ક્ષત્રી૦
સૈન્ય સઘળું જોઇ આપણું, આનંદ મુજને થાયરે,
તમ સરખા મહારથીને, સરવે છે શોભાયરે, ક્ષત્રી૦
જીત આપણી છે સર્વેથી, પુરણ રીતે જણાયરે,
આપણું દળ પ્રબળ છે, પાંડવની હાર થાયરે. ક્ષત્રી૦

સાખી

પાંડવ તો હારી જશે, આપણો વિજય થાય,
સૈન્ય આપણું નિરખતાં, ટળી ગઇ ચિંતાય.

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥**

માટે તમે સર્વ નાકાના ઉપર યથાયોગ્ય ભાગોમાં ગોઠવાઇને ઉભા રહી નિશ્ચય કરીને ભીષ્મનું જ રક્ષણ કરો.

દુર્યોધન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

પોત પોતાની જગ્યાએ ઉભા રહી, કરો પીતામહનું રક્ષણ,
ચોતરફથી સંભાળ રાખીને, સાથ કરો ક્ષણ ક્ષણ,
જજુમો રણ મધ્યે, શુરા યદી યુધ્ધે, જ૦

ગીતી

આજ્ઞા પીતામહ પાળી, આધાર સર્વેનો તેમના પર રાખી,
સૈન્યના સનમુખ રહી, રણમાંહી, શુરાતન ત્યાં દાખી.

સાખી

દેખરેખ ગુરૂ રાખજો, કટક તણી કૃપાળ,
ભીષ્મ પીતામહ ઉપરે, સઘળો છે આધાર.

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामह ।**
**सिंहनादं विनद्योच्चै शंखंदध्मौप्रतापवान् ॥१२॥**

એવું સાંભળીને મોટા પ્રતાપી, કૌરવમાં વૃદ્ધ ભીષ્મે, દુર્યોધનને હર્ષ ઉત્પન્ન કરતે કરતે ઉંચે સ્વરે સિંહનાદ જેવી ગર્જના કરી શંખ વગાડ્યો.

સંજય કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

દુર્યોધનનું હીત વિચારી, હૃદયમાં હર્ષ ધરતા,
કુરૂ કુળના વૃધ્ધ પીતામહ, પ્રચંડ શંખનાદ કરતા.
સિંહ સમ ગર્જે, ગગન મંડળ ધ્રુજે.

સોરઠો

વચન સાંભળી વૃદ્ધ, સંતોષ મનમાં ધરી,
દુર્યોધનનું દુઃખ, પળમાંહી લેતા હરી. ૧
કરતા સિંહનાદ, આકાશ અવની ગજવતા,
ગ્રહમંડળ તુટી જાય, જાણે પડશે ભૂમી મહી. ૨

વીરવૃત્તિને ઉશ્કેરતા, શંખ લીધો કરમાં ધરી,
કરતા શંખ શબ્દ, રણભૂમી માંહી વળી. ૩
પ્રતિધ્વનિ પોંચીયો, ત્રણ લોકની માંહી,
દેવ, નાગ, ગભરાય, કાયર બુદ્ધિ ભમી ગઈ. ૪
સાગર કેરાં નીર, ઉછળવા બહુ લાગીયાં,
ડોલવા લાગ્યા દિગપાળ, પર્વત શીખર તુટીયાં. ૫
ભીષ્મનાદ વીકરાળ, શુરવીરોને ગભરાવીયા,
વાગ્યાં રણશિંગ ભેર, કૌરવ હર્ષ પામીયા. ૬

**સાખી**

હર્ષ સરવે પામીયા, કરતા જયજયકાર,
વિજયને સંભાળતા, કર્તા હર્તા કીરતાર. ૧
જય પરાજય હરી હાથમાં, નર જાણે નહિ મર્મ,
ફળ પ્રદાતા પ્રભુ સદા, માનવ કરે જો કર્મ. ૨
હારજીતની હોડ તે, હરી હાથ ગણાય,
ન્યાયને ઉગારતો, અન્યાયનો લય થાય. ૩
સત્ય ધર્મમાં રહી, કરે સત્ અનુષ્ટાન,
હજારો હાથવાળો સદા, રીઝે શ્રી ભગવાન. ૪

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥**

ત્યારે શંખ, ભેરી, તાસાં, નગારાં અને રણસીંગાં એકજ સમયે વાગવા માંડયા તેથી શબ્દ મહાન મિશ્રિત થયો.

## સંગીતાર્થ

### મરાઠી ચાલની સાખી

ભીષ્મપિતાના શંખનાદથી, સર્વે યોદ્ધા ખળભળીયા,
સૌ, સૌના શંખો કર ગ્રહીને, પ્રચંડ નાદો કરીયા.
ભયંકર ધ્વની થાય, કાયર ગભરાય. ભયંકર.

### ગીતી

તરત તેની સાથે, ભુગળ, ભેર, નગારાંના નાદ થાય,
રણશિંગા બહુ વાગ્યાં, મારો મારો સૌ મુખથી સંભળાય.

( આવ્યા છે ગોકુળ તારવા, એ રાગ )

ભયંકર નાદો થાય છે, રણમાંહી, ભયંકર નાદો થાય છે-૨.
કાયરનાં ચિત્ત ચીરાય છે, રણમાંહી ભયંકર નાદો થાય છે-૨.
પૃથ્વી ઉપર જેમ પ્રલય આવીયો, એવો ભૂંડો ભાસ જણાય છે-૨.
નોબત, ભેર, શંખ, ઝાંઝ બહુ વાગે, અવાજ આકાશ અથડાય છે-૨.
શુરવીરો સહુ બહુ આનંદે કુદતા, બાહુબળ, બતાવતા જાય છે-૨.
મારો, મારો કહે, મસ્ત બની પોતે, જયજયના નાદ ઉચરાય છે-૨.
ઈંદ્ર, યમ, કુબેર, ભયભીત થઈ ગયા, અભાગીયાના જીવ જાય છે-૨.
મોટા, મોટા, સામદને કંપારીયો છૂટી, ભલભલાના દાંત બંધાય છે-૨.
પ્રચંડ ધ્વની સુણી બ્રહ્મદેવ સુદ્ધાં, આકુળવ્યાકુળ બની જાય છે-૨.
મહાપ્રલયનો સમય આવી આજ પોંચીયો, તેવું જાણી ગભરાય છે-૨.

### સાખી

ધરતીકંપ જાણે થયો, પૃથ્વી ચીરાઇ જાય,
ચૌદ લોક ખળભળ્યું, હવે વલે શી થાય. ૧
ભુમંડળના માનવી, કરતા નાસાનાસ,
ભયંકર નાદો સાંભળી, ઉપજ્યો છે બહુ ત્રાસ. ૨

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ।**
**माधवाःपांडवाश्चैव दिव्यौ शंखो प्रदध्मतुः ॥१४॥**
**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजय।**
**पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥**
**अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः।**
**नकुलः सहदेवश्च सुघोष–मणिपुष्पकौ ॥१६॥**

પછી જેને શ્વેત ઘોડા જોડયા છે એવા શ્રેષ્ઠ રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુન દિવ્ય શંખોથી નાદ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે, પાંચજન્ય તથા અર્જુને દેવદત્ત અને ભયંકર કામ કરવાવાળા ભીમે પૌંડ્ર નામના શંખ વગાડવા માંડયા. કુન્તિના પુત્રે યુધિષ્ઠિરે અનંતવિજય નામનો શંખ અને નકુળ તથા સહદેવે સુઘોષ અને મણિપુષ્પ નામના શંખ વગાડવા માંડયા.

**સંજય કહે**—હે ધૃતરાષ્ટ્ર, હવે પાંડવ સૈન્યમાં શું થાય છે તે સાંભળો.

**સંગીતાર્થ**

**મરાઠી ચાલની સાખી**

શ્વેત ઘોડા રથમાં જોડયા છે, શોભા વર્ણવી નવ જાય,
નર અને નારાયણ તેમાં બેઠા છે, મહા સમર્થ ગણાય.
શંખ લેતા હરી, વગાડવાને વળી, શંખ.

ગઝલ

બન્યા પ્રભુ પાર્થના સારથી, ધર્મ રક્ષણ કરવાને,
અવિકારી નિસ:અરથી, ભક્તોનાં દુઃખ હરવાને. બન્યા.
પ્રગટ પુરૂષોત્તમ સ્વામી, ધનુર્ધરનો રથ હાંકે,
રેવંતની રેણુ કર ધરતા, ધર્મ રક્ષણ કરવાને. બન્યા.
પીળાં પીતાંબર પહેર્યા, ઝરકસી જામો પહેર્યો છે,
શંખ મુખ આગળ ધરતા, ધર્મરક્ષણ કરવાને. બન્યા.
કાને કુંડળ શોભે છે, ગળામાં મોતીની માળા,
હયને હાંક હરી દેતા, ધર્મ રક્ષણ કરવાને. બન્યા.
બાજુબંધ શોભે છે હાથે, માથે મુકુટ ધરીયો છે,
રણભૂમીને નિરખતા, ધર્મ રક્ષણ કરવાને. બન્યા.
દયાળુ દાસપણું કરતા, પૂર્ણાહુતી પ્રેમની કરવા,
શુરાઓના માન–મદ હરતા, ધર્મ રક્ષણ કરવાને. બન્યા.
પુરા પ્રેમી આત્માના પ્યારા, પ્રભુ પ્રેમે રથને હાંકે,
શુભ અશુભ નવ ગણતા, ધર્મ રક્ષણ કરવાને. બન્યા.

સાખી

અર્જુનના સારથી બન્યા, તજી સહુ અભિમાન,
સાર અસાર જોતા નથી, પોતે શ્રી ભગવાન. ૧
ભવતરણ દુઃખહરણ, ભક્તોની કરવા સાથ,
દુષ્ટોને સંહારવા, હય હાંકતા યદુરાય. ૨

( પ્રેમી પુર્ણાનંદને મળવા, એ રાગ. )

નરના સખા નારાયણ પ્યારા, બનીયા સારથી પ્રભુ પોતે
સુંદર ભક્તોનાં દુઃખ હરવા, બનીયા સારથી પ્રભુ પોતે. નરના.

પ્રેમ કરી ચાર અશ્વ કેરી, લગામ ઝાલી હરી હાથ,
એક કર થકી ચાબુક મારી, હયને હાકતા નાથ. નરના.
અશ્વો રથને ઉમંગે ખેંચે, રણુજણુ રણુજણુ વાગે,
હણુહણાટ હય કરતા ચાલે, શોભા સુંદર લાગે. નરના.
નર-નારાયણુ રથમાં બીરાજે, ભક્તોનાં મન હરતા,
પ્રેમીજનો પર પ્રેમ કરીને, સુદર ભય દુર કરતા. નરના.
સરવેશ્વર તે સારથી બનીયા, મોંજા મુકી યદુરાય,
હનુમાન ધ્વજ પર બીરાજ્યા, પળ પળ કરવા સાહ્ય, નરના.
પ્રેમી ભક્ત પર પ્રેમ કરીને, પ્રેમે હાકે પ્રભુ રથ,
પ્રેમી આત્માનો પ્યારો પોતે, પૂર્ણાનંદ સમરથ. નરના.

## મરાઠી ચાલની સાખી.

હયને હાકતા, ચાબુક મારતા, શ્રીકૃષ્ણુ પ્રભુ તે વારે,
પાંચજન્ય નામનો શંખ વગાડયો, લીલાથી તત્કારે.
મહા નાદ કર્યો, સર્વનો મદ હર્યો. મહા.
અર્જુને દેવદત્ત નામનો શંખ, રોષ ધરી વગાડયો ત્યારે,
મહા ભયંકર, પુંડ્રક નામનો, ભીમે વગાડયો શંખ ભારે.
ઘોર શબ્દ થાય, કાયર ભાગી જાય, ઘોર.
યુધિષ્ટીર, અજીત વિજય નામનો, શંખ વગાડયો જ્યારે,
સુઘોષ, મનીપુષ્પક, શંખો વગાડયા, નિકુળ સહદેવે ત્યારે.
શબ્દો કઠીણુ કરે, ભય નવ ધરે. શબ્દો

## સાખી

એવી ગર્જનાઓ થતાં, ભયભીત થયા સહુ લોક,
કાયર તો, ભાગી ગયા, મુકી મુકીને પોક. ૧

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्चमहाबाहुःशंखान्दध्मुःपृथक्पृथक् ॥१८॥**
**स घोषो धार्तराष्ट्राणां हृदयानिव्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥**

શ્રેષ્ઠ ધનુષવાળો કાશીરાજ, મહારથી શીખંડી, ધૃષ્ટધુમ્ન, વિરાટ અને શત્રુથી ન જીતાય એવો સાત્યકિ. રાજા દ્રુપદ, સર્વ દ્રૌપદીના પુત્ર અને મહાબાહુ અભિમન્યુ એ સઘળાઓ હે પૃથ્વીનાથ જુદા જુદા શંખ વગાડવા લાગ્યા. તેથી મિશ્રિત મોટો ઘોષ આકાશ તથા પૃથ્વીને ભરી દેતો ધૃતરાષ્ટ્રના પુત્રોનું હૃદય ચીરવા લાગ્યો.

### સંગીતાર્થ.

#### મરાઠી ચાલની સાખી

ધનુરધારી કાશીનો રાજા, મહારથી શીખંડીરાય,
ધૃષ્ટધુમ્ન, વિરાટ, અજીત, સાત્યકી દ્રુપદરાય કહેવાય.
શંખ નાદો કરે, બાહુમાં બળ ધરે,                                        શંખ

### ગીતા

દ્રૌપદીના પાંચ પુત્રો, મહાશુરા રણધીર કહેવાય,
શુભદ્રાનો પુત્ર અભિમન્યુ, મહા બળીયો ગણાય,
શંખનાદો કરતા, પોતપોતાના શંખના તે વારે
મહાધ્વની થતામાં, ગગન ગાજી ઉઠયું છે ત્યારે.

### મનહર.

પાંડવ સૈન્ય કેરા શંખ વાગ્યા મહા ભયંકર,
પાતાળમાં શબ્દ પાંચ્યો, શેષ ગભરાય છે. ૧
ભુમંડળ નાખી દેવા તઇયાર તે તો થયો,
ત્રિલોક તે સમે ડગમગતું દેખાય છે, ૨
મેરૂ ને મંદરાચલ હાલવા તે સહુ લાગ્યા.
દધી, જળ ઉછળી, આકાશે અથડાય છે. ૩
પૃથવી ડોલવા લાગી, ગગન તુટતું જાણે,
નક્ષત્રો ખરવા લાગ્યા, હાહાકાર થાય છે. ૪
સ્વર્ગલોક સુધી પ્રલય કેરા પોકારો થયા,
દિનકર સ્થંભ્યો, ભય ભય વરતાય છે. ૫
ભય અદભૂત દેખી, ધરાને કંપતી જોઈ,
પ્રભુ ત્યાં તો શાન્ત થતા મનમાં મુન્જાય છે. ૬
પ્રેમી આત્મા કહે ત્યાં તો પ્રભુ પોતે દયા લાવી,
શંખનાદ બંધ કરી પૂર્ણ હરખાય છે. ૭

### સાખી

શંખ નાદો સાંભળી, કૌરવ દળ અકળાય,
ગભરાટ સૌ હૃદય થયો, હવે વલે શી થાય. ૧

ગજ સમુદાય વિખેરવા, સિંહનાદ બસ એક,
શામ, શંખધ્વની થકી, તુટયા કૌરવ ટેક. ૨
ટેક તુટયા હૃદય તુટયાં, કૌરવ કેરાં ત્યાંય,
દુર્યોધન મુંઝાય છે, બોલી નવ શકાય. ૩

**अथव्यवस्थितान्दृष्ट्वाधार्तराष्ट्रान्कपिध्वजः ।**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥**

હે મહીપતે ! જ્યારે લડાઇ શરૂ થવાનો સમય થયો ત્યારે કપિધ્વજ અર્જુન તમારા પુત્રોને યુદ્ધ માટે ઉભેલા જોઇને ધનુષ ઉંચુ કરી શ્રી કૃષ્ણને કહે છે કે—

### સંગીતાર્થ
#### મરાઠી ચાલની સાખી

સજ્જ થયેલું સૈન્ય જોઇને, અર્જુન તૈયાર થાય,
કપીધ્વજ, કૌરવ સામુ જોતા, મનમાંહી હરખાય,
ધનુષ્ય ઉંચુ કરી, કહે કૃષ્ણને વળી, ધનુષ્ય.

#### સાખી

ધનુષ્ય બાણ, કરમાં ગ્રહી, કરતા મન વિચાર,
ગંભીર વાણીથી કહે, કૃષ્ણને તે વાર.

**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

### अर्जुन उवाच.

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥**

હે અચ્યુત! મારા રથને બન્ને સૈન્યના મધ્યમાં સ્થાપિત કરો (ઉભો કરો.)

અર્જુન કહે છે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે અવિનાશી, હે પ્રભુ પ્યારા, સાંભળો મારી વાત,
બેઉ સૈન્યાની વચ્ચે માધવ, રથ ઉભો રાખો સાક્ષાત,
પછી યુદ્ધ કર, શત્રુના પ્રાણ હર, પછી

સાખી

કોણ કોણ સામા ઉભા રહ્યા, કોણ કોણ છે રાય,
તે સર્વે નિરખુ પ્રભુ, તો તો શાન્તિ થાય.

**यावदेतान्निरीक्षेऽहंयोध्धुकामानवस्थितान् ।**
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥**

**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।**
**धार्तराष्ट्रस्य दुर्बुध्धेर्युद्धे प्रियचिकिर्षवः ॥२३॥**

કે હું પ્રથમ યુદ્ધની ઇચ્છાથી ઉભા રહેલાને જોઉં; કેમકે આ રણક્ષેત્રમાં મારે કોની સાથે યુદ્ધ કરવું યોગ્ય છે તે જાણવું જોઇએ. દુર્બુદ્ધિવાળા ધૃતરાષ્ટના પુત્ર દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય ઇચ્છનાર જે બધા અહીં એકઠા થયા છે તે યુદ્ધ કરનારાઓને પણ જોઉં.

## સંગીતાર્થ

### મરાઠી ચાલની સાખી

યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભા છે, તેમને હું પ્રભુ જોઉં,
રણમાં કોની કોની સંગાથે લડવું, તે હું પૂર્ણ જાણી લેઉં,
કામ થાય યોગ્ય, કે થાય અયોગ્ય, કામ
દુર્બુદ્ધિ, દુર્યોધન કેરૂ, કોણ આવ્યા પ્રિય ઇચ્છનારા,
તેમને જોઇને હું શાન્ત થાઉં, હે કૃષ્ણ પ્રભુ પ્યારા,
મન મારૂ ઠરે, યુદ્ધમાં યશ મળે. મન

### ગીતી

કોની કોની સાથે, યુદ્ધ કરવાનું, મારે મોરાર,
તેને જાણી લેઉં, પછી હસ્તમાં લેઉં હથીયાર.

### સાખી

કૌરવ પક્ષમાં કોણ છે, પૂર્ણ જાણું આજ,
કોણ સામુ લડવું પડે, તે સમજું શીરતાજ.

### संजय उवाच.

**एवमुक्तो हृषीकेशो गुडाकेशन भारत।**
**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम्॥२४॥**
**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम्।**
**उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरुनिति॥२५॥**

तत्रापश्यत्स्थितान्पार्थः पितृनथपितामहान्।
आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रांसखींस्तथा-
श्वसुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥
तान्समीक्ष्यसकौंतेयःसर्वान्बंधुनवस्थितान् ॥२७॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्।

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે, કે હે ભારત ! અર્જુનના કહ્યાથી શ્રીકૃષ્ણે બંને સૈન્યના વચમાં ભીષ્મ, દ્રોણાચાર્ય અને સર્વ રાજાઓની સામે શ્રેષ્ટ રથ સ્થાપિત કરી કહ્યું કે, હે પાર્થ ! આ એકઠા થએલા કુરૂવંશીઓને જુવો. અર્જુન શ્રી કૃષ્ણના કહેવા ઉપરથી એ રણમાં ઉભા થએલા પિતૃ (પિતા સમાન ભૂરિશ્રવાદિક કાકા,) પિતામહ (ભીષ્મ સોમદત્તાદિક,) આચાર્ય (દ્રોણાચાર્યાદિક,) મામા (શકુનિ શાલ્વાદિક,) ભ્રાતા (દુર્યોધનાદિક,) પુત્ર (દ્રૌપદીને પાંચેના થએલા પાંચ) પૌત્ર (લક્ષ્મણાદિકોના પુત્ર) તથા સખા (અશ્વસ્થામા જયદ્રથાદિક) શ્વસુર (દ્રૂપદાદિક,) અને સુહૃદ (કૃતવર્માદિક,) જોઇને અર્જુન અતિ દયાને લીધે ખેદ-યુક્ત થતાં બોલવા લાગ્યો.

## સંગીતાર્થ
### મરાઠી ચાલની સાખી

**સંજય કહે—**

હે ધૃતરાષ્ટ્ર પ્રેમે સાંભળો, કહું સારી એક વાત,
પાર્થનો રથ હાંકી, હરી ઉભો રાખે, બે સૈન્ય વચ્ચે સાક્ષાત,
કહે નિરખ નર, સરવે દળ, કહે નિરખ

**શ્રી કૃષ્ણ—**

(બાપાકેરા સમ છે મુને, એ રાગ)

જોને પારથ જોને, તું તો, કૌરવ, પાંડવ પ્યારા રે,
કૌરવ પાંડવ પ્યારા, ગાંડીવ ધનુષ્ય ધરનારા રે. જોને
બન્ને, સૈન્યની વચ્ચે મેં તો, ઉત્તમ રથને રાખ્યો રે,
નિરખ હવે તું સર્વે શુરાને, ભય તુંજ ટાળી નાખ્યો રે. જોને
અનેક રાજાઓ, ભેળા થયા છે, સર્વે યુદ્ધ કરનારા રે,
તમારા ખાતર, પ્રાણ અર્પવા, સનમુખ અનારા રે. જોને
ભીષ્મપીતાને નિહાળ નજરે, મોખરે શોભે સારા રે,
દ્રોણગુરૂ, દેવ સરખા શોભે, હજાર હાથી બળવાળા રે. જોને
કાકા, મામા, પિતામહો છે, યાદવ દીસે *મારા રે,
ભાઇયો, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ ને સાળા રે. જોને
કુટુંબીયોને, નિરખ નર, સૌ બાંધવ છે તારા રે,
કુડાં કૃતના તે કરનારા, તમને દુઃખ દેનારા રે. જોને

(દેખારે દેખી તમે મત કરો ભાઇરે, એ રાગ)

કૌરવ કપટી, જોને સામા ઉભા, અધરમી એ અવિચારી,
તેવા સંબંધીઓને ધનુષ્ય બાણગ્રહી, પળમાં નાખજે વીદારી. કૌર.

સગાં વાહાંની, લાજ રાખી નહી, ના ગણી ભાઈ તણી નારી,
લુચ્ચા, લફંગા, એવા, તારા કુટુંબી, નક્કી સમજ, ધનુરધારી. ફેર.
જનમી, જેમને ઘણા અધર્મો કીધા, તે તું લે, મનમાં વિચારી,
એવા દુષ્ટોનો સંહાર કરી પ્યારા, વર્તાવ, ધર્મ સદાચારી, ફેર.

ઝેરના લાડુ, ખવરાવીને રે, ભીમ, ભાઇને નાંખ્યો મારી,
એવો અધર્મ તમ ઉપર આદર્યો, ઘણો ઘણો કે'ર દીધો વર્તાવી, ફેર.

લાખાગૃહમાં જ્યારે, પાપીએ પુરીયારે, પ્રપંચ કરી, દેતા બાળી,
કુન્તા માતાના પુન્યે ઉગરીયા, પામ્યા હેડંબા, દ્રુપદિ નારી. ફેર.

એવા એવા, અનેક જુલ્મ ગુજારીયારે, જોયું નવ જાય ધનુર્ધારી,
ભરી સભામાં, દ્રુપદી ચીર ખેંચીયાંરે, લજ્યા લેવા ભૂંડાઓ ભારી ફેર.

અકર્મિ, અધર્મિ રણમાંહી ગાજતારે, તેમને નાખજે સંહારી,
પ્રેમી આત્માનો પ્યારો પ્રેમે બોલીયારે, તે વે'ર લે હવે તું સંભાળી, ફેર.

મરાઠી ચાલની સાખી

બેઉ સૈન્ય મધ્યે રથમાં ઉભો ઉભો, અર્જુન સર્વે નિહાળે,
પીતા, ગુરૂ, મામા, દાદાઓ જોતો, મનમાં પુરણ વિચારે,
અહાહા! કેમ મરાય, જુલમ થઇ જાય, અહાહા.

પરંપરાથી ખીલેલું આ વન, તેમાં હું દાવાનળ થાઉ,
ગુરૂ, પિતા, ભાઇ ભાઇયોને મારી, નક્કી નર્કે હું જાઉ,
કામ આ ખોટું થાય, હે યાદવરાય, કામ.

એવી રીતે અર્જુન બકવા લાગ્યો ત્યારે, યાદવને આશ્ચર્ય થાય,
ક્ષણભર પ્રભુ શાંત રહીને, વિચાર કરતા મન માંય,
નરને આ વિચાર, સુજ્યો ક્યાં આ વાર, નરને.

**મનહર**

દયા નરને ઉપજી, વીર–વૃત્તિ છુટી ગઇ,
તેથી નરના હૃદયમાં કરૂણા જણાય છે....૧
ઉત્તમ કુળ જનમેલો, લાવણ્યતા આવી ગઇ,
પ્રેમભાવ ઉપજ્યો, પ્રેમાળ બની જાય છે....૨
શુભ મનવાળા શુભ સરવેનું ઇચ્છે સદા,
અભાગીયા અધર્મિ સદા, છેતરી જાય છે....૩
આચરણ અર્જુનના મનમાં ઉત્તમ દીસે,
કરૂણાનો પ્રાદુર્ભાવ, પૂરો વરતાય છે....૪
ભ્રમીત પુરો બન્યો છે, ધૈર્ય તેનું જતું રહ્યું,
હથીયાર ઝાલવામાં કેમ અચકાય છે,...૫
મંત્રોચ્ચાર કરવામાં પુરણ તે ચુકી ગયો,
ભ્રમીત થઇ મહા મોહમાં, ડુબાય છે,...૬
હૃદયમાં રહેલો તે ધીરજનો નાશ થયો,
દયાનો ફુવારો હવે ફુટતો દેખાય છે,...૭
પ્રેમી આત્મા ક્રૂરો પ્યારો, વીચારે છે મનમાંહી,
પુરણ પારથ મોહ શોકમાં ફસાય છે....૮

**સાખી**

દયા ઉપજી મન વીષે, અર્જુનને તે વાર,
કોને મારૂ કોને હણું, કહોને કીરતાર. ૧
સંબંધીને જોતાં મને, ઉપજે છે બહુ ત્રાસ,
હથીયાર જો હસ્તે ગ્રહું, થાય કુળનો નાશ. ૨

નાના મોટા સર્વનો, વળી જાય ઘાણ,
અધમ બની કુટુંબના, લેઉં નહિ હું પ્રાણ, ૩
ગોત્રહત્યા હું કરૂં, થઇ જાય હાહાકાર,
પુરો પાપી મુજને કહે, જગતમાં નરનાર, ૪
એમ વિચારી વીર ત્યાં, બોલ્યો કૃષ્ણ સાથ,
કરૂણાળુ કરૂણા કરો, હે ત્રિલોકી નાથ. ૫

अर्जुन उवाच ।

**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥**
**सीदंति मम गात्राणि मुखं चपरिशुष्यति ।**
**वेपथुश्च शरीरे मे रोणहर्षश्च जायते ॥२९॥**
**गांडीव स्त्रंसते हस्तात्त्वक्चैवपरिदह्यते ।**
**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥**

અર્જુન કહે છે કે હે કૃષ્ણ ! યુદ્ધની ઈચ્છાવાળા ઉભેલા સ્વજનોને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે, મુખ સુકાય છે, તથા મારૂં શરીર કંપે છે અને રૂવાં ઉભાં થાય છે. હાથમાંથી ગાંડીવ ધનુષ પડી જાય છે, ત્વચા ઘણી બળે છે મને ઉભા રહેવાની શક્તિ નથી ને મારૂં મન ભ્રમિત થાય છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

સર્વ સહોદરને જોઈ અર્જુન, ખેદ પામ્યો મનમાં અપાર,
અહાહા, હું શું કરવા બેઠો છું, અફ્સોસ કરતો તે વાર,
દયા દીલ ધરી, કહે કૃષ્ણને વળી, દયા૦

અર્જુન કહે—

#### ગીતી

કૃષ્ણ, કૃષ્ણ, હે કૃષ્ણ, કુટુંબીયોને હું કેમ કરી મારૂ,
સજ્જ થયેલા સ્વજન, તેમને મારતાં બગડે હમારૂ,

#### સાખી

રણ ભુમીમાં, અવરને, દેખું નહિ હું નાથ,
દુશ્મન કોઇ, દેખાય નહિ, દેખું સ્વજન, સાથ ૧
કોને મારૂ કોને હણું, કહોને કીરતાર,
સમજ મને પડતી નથી, શું કરવું દીનદયાળ ૨

અર્જુન કહે—

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

ગાત્ર મારાં શીથીલ થઈ જાયે, મુખ મારૂં સુકાય,
શરીર તો કંપવા લાગ્યું છે, રોમેરોમ ઉભા થઈ જાય,
હૃદય દાહ થાય, ઘડી નવ રહેવાય, હૃદય૦
ગાંડીવ ધનુષ્ય કરથી, પડી જાએ, દેહ બળવા લાગે,
ઉભુ રહેવાની, શક્તિ નથી પ્રભુ, હાડ મારાં સહુ ભાગે,
કેમ યુધ્ધ થાય, ચિત મારૂં ચીરાય, કેમ૦

### ગઝલ

( કરણ મરણ, હણ તારું સત કહું છું હું. એ રાગ. )

કૃષ્ણ સુણો શામળા હે, વિનતી હરી,
નિત્ય શ્રમ કરતાં પ્રભુ, હું જાઉં થરથરી, કૃષ્ણ૦
સગાં સબંધી જોઇ મુજ ગાત્ર શીથળ થાય,
કંઠ મારો સુકાય, ધનુષ્ય બાણ પડી જાય. કૃષ્ણ૦
ગળામાંહી કાંટા બાઝે, પ્રાણ ઘણો મુંઝાય,
નાડીયો સર્વે તુટવા લાગી, પળ નવ રહેવાય. કૃષ્ણ૦
શરીર મારૂં ધ્રુજવા લાગે, નેત્ર ઉંચાં ચઢી જાય,
રોમે રોમ અગ્નિ પ્રગટીયો, દેહે દાહ બહુ થાય. કૃષ્ણ૦
મન મારૂ ભમવા લાગ્યું, શાન્તિ નવ જણાય,
ઉભુ ઘડી રહેવાતું નથી, શું કરવું યાદવરાય. કૃષ્ણ૦
ચાર દિશા ભયંકર દેખાય, નભ લાગે ઘનઘોર,
અપશુકન થાય પ્રભુ, ચિત્ત મારૂં ચઢ્યું ચકડોળ. કૃષ્ણ૦

( સીતારામ અયોધ્યા બોલાલે મુજે. એ રાગ. )

પૂર્ણાનંદ પ્રભુ કહું પોકારી, સાર શું કાઢું સબંધીયોને મારી.
રણ મધ્યે હું આવી ઉભો, જોતાં કુટુંબ દેખાય છે,
કોને મારૂં કોને જીતું, મન વિચારો થાય છે,
સમજ પડતી નથી મને મોરારી. પૂર્ણા૦
સ્ત્રીયો અનેક વિધવા થશે, કુળ કતલ થઇ જાય છે,
છોટાં મોટાં મારતાં, જીવ માહરો ગભરાય છે,
દાહ થાય હૃદય મધ્યે ભારી, પૂર્ણા૦

હજારો જનને મારતાં સુકિત શું દેખાય છે,
હથીયાર હું તો નહિ ગ્રહું, મુજ હાથ કંપી જાય છે,
રાજ માટે કરૂં નહિ ખૂવારી. પૂર્ણ૦
યુદ્ધ કરવા પ્રેરતા, હેતે કરીને નાથ,
સૌનું કતલ કરવા થકી, શું આવવાનું હાથ,
રક્ત રેડાય, રણભૂમીમાં ભારી. પૂર્ણ૦
કુળ વધ કરવા તણો, ભય ભયંકર કહેવાય છે,
સ્વજન સ્નેહમાં ડુબીયો, યુદ્ધ મુજથી નવ થાય છે,
સત વાત કહું, વા'લા વિચારી, પૂર્ણ૦
પ્રેમી આત્માના પ્રભુ, દયા હૃદયમાં લાવજો,
યુદ્ધ હું તો નહિ કરૂં, વિકુળ મન વિચારજો,
ગભરાઇ ગયો વા'લા વનમાળી. પૂર્ણ૦

સાખી

સત્ય વાત કહો પ્રભુ, મન મારૂં અકળાય,
મોહ શોક મનમાં વસ્યો, ત્યાગ તેનો નવ થાય.

**સંજય ધૃતરાષ્ટ્રને કહે—**

**મરાઠી ચાલની સાખી**

મહા મોહ માયામાં ફસાઇને વીરનું, મન પુરણ ભમી જાય,
તેથી પારથ વ્યાકુળ થયો છે, નવાઇ જેવું જણાય,
અચરત લાગે, શુરાતન ત્યાગે. અચરત૦

સાખી

હરિને અર્જુન કહે, સત કહું યદુરાય,
રણમાંથી ચાલી જવું, તેમાં શ્રેય જણાય.

એમ બોલતો અર્જુન, કાયર સરખી વાણુ,
હરીને તે ગમતું નથી, અકળાય સારંગપાણુ.

**निमित्तानिचपश्यामि विपरीतानिकेशव।**
**न च श्रेयोऽनुपश्यामिहत्वा स्वजनमाहवे ॥३१॥**

હે કેશવ! નિમિત્ત પણ વિપરીત દેખું છું; અને સ્વજનને સંગ્રામમાં મારીને કલ્યાણ પણ જોતો નથી. હે કૃષ્ણ!

અર્જુન કહે— સંગીતાર્થ

**મરાઠી ચાલની સાખી**

હે કેશવ, કાર્ય વીપરત બને છે, એવાં ચિન્હ દેખાય,
સ્વજનનો પ્યારા વધ કરવાથી, કલ્યાણ હમારૂં કેમ થાય.
યુદ્ધ નવ કરૂં, ભલે હું તો મરૂં. યુદ્ધ૦

ધર્મરાજા કેરો વિધ્વંસ કરવો, તે સારો કેમ ગણાય,
કૌરવો સગા સંબંધી, મારા ભાઇયો, તેમને કેમ હણાય.
બળો આ યુદ્ધ, રહેતી નથી શુદ્ધ, બળો૦

**સાખી**

યુદ્ધ હરી કરવા થકી, પાપ પુરણ જણાય,
મહા પાપથી હે પ્રભુ, નક્કી નર્કે જવાય;
કુટુંબીને મારૂં નહિ, યુદ્ધ કરે શું થાય,
પરીણામ તેનાં બુરાં, આવે શ્રી યદુરાય.

नकांक्षे विजयंकृष्ण न च राज्यंसुखानि च।
किंनोराज्येन गोविंद किंभोगैर्जीवितेन वा ॥३२॥

હું વિજય તથા રાજ્યસુખને ચ્હાતો નથી, હે ગોવિંદ ! મારે રાજ્યથી, ભોગથી ને જીવવાથી શું પ્રયોજન છે?

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે શ્યામ, સુખોને હું ઇચ્છતો નથી, બંધવોને મારી આજ,
ઝાઝા ભોગ ભોગવે શો લાભ છે, નવ જોઇયે એવું રાજ.
ગોવિંદ ગુણનિધી, તેમાં શી સિદ્ધી. ગોવિંદ૦

સાખી

સંકટ સહન કરશું અમો, રાજની નહિ પરવાય,
દુ:ખ દેહે વેઠી સદા, રહીશું જંગલમાંય,
આત્મહત્યા થાય અતિ, તેમાં ન સુખ લગાર,
સુખ સંતોષમાં સદા, વસીશું વન મોઝાર.

येषामर्थे कांक्षितंनोराज्यं भोगाःसुखानिच।
तइमेऽवस्थितायुद्धेप्राणांस्त्यक्त्वाधनानि च॥३३॥
आचार्याःपितरःपुत्रास्तथैवचपितामहाः
मातुलाःश्वसुराःपौत्राःश्यालाःसंबंधिनस्तथा॥३४॥

જેના માટે ભોગ સુખ અને રાજ્ય ચ્હાતો હતો, તેઓ પ્રાણનો અને ધનનો ત્યાગ કરી યુદ્ધમાં ઉભા છે.

આ મારા આચાર્ય, પિતા તુલ્ય કાકા, પુત્ર તેમજ પિતામહ, મામા, સસરા, પૌત્ર અને સાળા વગેરે સર્વે સંબંધીઓ ઉભા છે.

**અર્જુન કહે—** સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

રાજભોગની ઇચ્છાવાળાઓ, ઉભા છે રણ મોઝાર,
પ્રાણ, તન, ધનની આશાઓ તજી, હમારે સારૂ મોરાર.
લઢવું મેલી લાજ, એક રાજની કાજ. લઢવું૦

(જાઉં જાઉં જંગલમાં જોગી બની એ રાગ.)

રાજ માટે કુટુંબીને હણું નહિ,
એવી ઇચ્છાઓ મનમાં ધરૂં નહિ. રાજ૦
આ રણભુમીમાં સૌ ભેળા થયા છે,
પ્રેમથી પ્રાણ અર્પણ કરવા અહીં. રાજ૦
હે મધુસુદન, વિચાર કરો તમે,
તેમને મારે, મારૂં સુકિત નહિ. રાજ૦
કોણ કોણ ભેગા થયા છે તે જુઓ પ્રભુ,
મામા, કાકા, સાળા, સસરાઓ સહી. રાજ૦
ભલે કૌરવો અમોને આવી મારે,
હાથ ઉંચો જરી કરીયે નહિ. રાજ૦
કોના પર શસ્ત્ર ચલાવું હું પ્યારા,
નિકટનાં સગાં છે, સંહારૂ નહિ. રાજ૦
તેમને મારે, મને મહા પાપ લાગે,
બ્રહ્મહત્યા, પિતૃહત્યા લેઉં નહિ. રાજ૦

( કૃષ્ણ પ્યારે સામરે, એ રાગ )

ખોટા જીવનના કારણે, કદી કુટુંબને હણું નહિ રે,
રાજસુખોને કારણે, કદી કુટુંબને હણું નહિ રે,
કુળની વૃદ્ધિ કરવા માટે, પુત્ર ઇચ્છા સહુ કરે;
કુટુંબ છેદનની ઇચ્છા કરી, હું તો નરકમાં પડું જઇ રે. ખોટા૦
કુળ કુળમાં જન્મીને હું, અંગારરૂપે નહિ બનું,
કુળવૃક્ષ ફાલ્યુ, ફુલ્યુ, તેને જલાવી દેઉ નહિ રે. ખોટા૦
કુટુંબવૃદ્ધિ માટે હમારે, જીવન અર્પવાં જોઇએ,
તેના બદલામાં વિપરીત ગતી, કદી ઉત્પન્ન કરૂં નહિ રે. ખોટા૦
હમારે વાસ્તે સર્વ રાજાઓ, સ્ત્રી, સંતતિસંપત્તિ મેલીને,
પ્રાણ અર્પવા ઉભા રહ્યા, તેને શસ્ત્ર હું મારૂં નહિ રે. ખોટા૦
ભીષ્મ, દ્રોણ, ઉભા છે સામા, મહા ઉપકાર હમપર કર્યો,
ખોળામાં બેસી રમ્યાજમ્યા, તે તો ત્રિકમ હું ભુલું નહિ રે. ખોટા૦
પ્રેમી આત્માના પ્યારા પ્રભુ, નિકટનાં સગાં છે સહુ,
ભલે મારે તે, મને હરી, તેમનો વધ હું, કરૂં નહિ રે. ખોટા૦

સાખી

પિતા ખોળે ઉછળ્યો, ગુરૂ હાથ ભણ્યો વિદ્યાય,
તેમનો વધ કરવા થકી, પૃથ્વી પ્રલ્લે થાય, ૧
ઉપકાર અમ પર કર્યો, આપ્યું અભય દાન,
વડવેધન કરાવીયું, ઉતારી કૌરવ માન, ૨
વિદ્યા તેમની હું ભણ્યો, તેમનેજ મારૂ નાથ,
*કૃતઘ્નિ હું નહિ બનું, ધનુષ્યબાણ લૈ હાથ, ૩

* કર્યો ઉપકારને ભુલે તે,

एतान्नहंतुमिच्छामिघ्नतोऽपिमधुसूदन ।
अपित्रैलोक्यराज्यस्यहेतोः किंनुमहीकृते ॥३५॥

હે મધુસૂદન! એ મને મારતા હોય તો ભલે મારે, તથાપી ત્રણ લોકના રાજ્ય માટે પણ તેમને હું મારવાની ઇચ્છા કરતો નથી તો પૃથ્વીને માટે કેમ મારૂં?

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે મધુસૂદન, ત્રિલોકનું રાજ મલે, તે પણ નવ થાય મારૂં,
તો પછી પૃથ્વીના રાજ્યને માટે, કેમ કુટુંબને સંહારૂં,
ભલે પ્રાણ જાય, ખોટું કર્મ નવ થાય, ભલે૦

સાખી

મુખ શું દેખાડું પ્રભુ, જગતની મોઝાર,
આપે પણ પાપી કહો, પોતે શ્રી મોરાર, ૧
મુખ જુઓ નહિ માહરૂં, વલે મારી શી થાય,
સામો પક્ષ ભલે હરી, કાપે મારી કાય, ૨
ક્ષણિક સુખને કારણે, કરૂં નહિ અધમ કામ,
મુર્ખ બનું હું જગતમાં, મુખડું થાયે શ્યામ. ૩

निहत्य धार्तराष्ट्रान्नः काप्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रये दस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને મારી મને શી

પ્રસન્નતા થશે? એ આતતાયીનો† પણ મારવાથી મને પાપજ લાગશે.

અર્જુન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે જનાર્દન, હે હરી સાંભળો, મારા મનની વાત,
અંધના પુત્રોને મારૂં નહિ, છે આતતાઇ સાક્ષાત,
તેમને મારવાથી, પાપ લાગે અતિ, તેમને

સાખી

હત્યારો જો હું બનું, તરછોડો તમે નાથ,
સારથી બન્યા પણ પ્રભુ, બોલો નહિ મુજ સાથ, ૧
પાપીને તજતાં તમે, વાર ન કરો લગાર,
સંકટ શીરપર પડે, શોધું ક્યાં મોરાર, ૨
બાગમાં અગ્નિ પ્રગટતાં, પક્ષી ઉડી જાય,
સરોવર જળ સુકાઇ જતાં, સર્વે અળગાં થાય,
પુન્ય મારૂં ખુટી જતાં, આપ તજો તતકાળ,
માયામાં ફસાઈ પડું, તમ વિના કીરતાર, ૪

**तस्मान्नार्हा वयं हंतु धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनंहिकथंहत्वा सुखिनः स्याममाधव ॥३७॥**

† લાહ્ય લગાડે, ઝેર દે, ખેતર તથા સ્ત્રી તથા ધન લઇ લે, તથા હાથમાં હથીઆર લઈ સામા થાય, એ ૭ દોષવાળા મનુષ્યો આતતાયી કહેવાય છે.

તેથી મારા બંધુ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાને હું યોગ્ય નથી, કારણુ કે હે માધવ સ્વજનને મારી અમે શી રીતે સુખી થઇએ.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

માટે પ્રભુ કૌરવોને મારવા, ઉચિત નવ ગણાય,
ભલે તે હત્યારા ગોઝારા હોયે પણુ, તેમને નવ મરાય,
હાથ જોડી કહું, તમ શરણુ રહું, હાથ૦

( બાપાકેરા સમ છે મુને, એ રાગ.)

સ્વજનોને મારી અમે, સુખી નહિ થનારા રે,
સુખી નહિ થનારા પ્રભુ, દાસ આ તમારા રે. સ્વ૦
માટે યુદ્ધનું કાર્ય પ્યારા, કદી નહિ કરનારો રે,
કૌરવોને મારવા હસ્તે, ધનુષ્ય નહિ ધરનારો રે. સ્વ૦
ખોટાં કૃત્યથી ખોટું થાયે, નિંદક થઇ જનારા રે,
પ્રાણુપ્યારા દુઃખ પડે ત્યારે, વા'લા વેરી થનારા રે. સ્વ૦
દુષ્ટો કેરા નથી અમારે, રાજભોગ ભોગવવા રે,
રાજરાજેશ્વર, તુજ કૃપાથી, વૈભવો સહુ મળનારા રે. સ્વ૦

#### સાખી

કૌરવોને મારીને, નવ જોઇએ રાજ,
ભલે વન વસીયે હમે, પ્રેમે ગરીબનિવાજ,
પણુ પ્રભુ તમથી ઘડી, અળગુ નવ રહેવાય,
તમારા વિમુખ થતાં, તરત જીવ પ્રભુ જાય,

દુઃખ માથે આવી પડે, તમ વિના યદુરાય,
દર્શન થાએ જો નહિ, હૃદય ફાટી જાય,
રાજ ભોગવવું નથી, વસીયે વન મોઝાર,
ભજન સદા કરવા થકી, સુખ અપરંપાર,
રામકૃષ્ણ નિત્ય ગાઇને, તરીયે સહુ સંસાર,
પૂર્ણાનંદને પામતાં, છુટી જાય જંજાળ.

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥**
**कथंनज्ञेयमस्माभि पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतंदोषं प्रपश्याद्भिर्जनार्दन ॥३९॥**

હે જનાર્દન ! લોભે કરીને ભ્રષ્ટ ચિત્તવાળા દુર્યોધનાદિક કુળક્ષય કરવાના દોષને અને મિત્રદ્રોહના પાપને ન જુએ તો પણ કુળનાશનો દોષ સમજનાર આપણે આ પાપથી નિવૃત થવાનું કેમ ન જાણવું જોઇએ.

અર્જુન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

લોભ રાખેથી લક્ષ્મિપતિ, બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય,
કુળક્ષય, મિત્રક્ષય, ગુરૂક્ષય થઇ જતાં, ઘણી હત્યાઓ થાય.
દોષ લાગે અતિ, નીચી થાએ ગતી. દોષ૦

કુળક્ષય થતો હોય તેને અટકાવવા, વિચાર કેમ નવ કરીયે,
ખોટું સાહસ કાર્ય કરી પ્યારા, પાપમાં પગ શીદ ધરીયે.
છતી આંખે હરી, કુવામાં પડીયે વળી, છતી૦

### રાગ પરજીઓ

(મરી જાવું છે ક્યા માનવી, એ રાગ.)

યુદ્ધ મારે કરવું નથી, ભલે કાયા પડી જાય,
ભલે કાયા પડી જાય રે, યુદ્ધ૦
કૌરવો અભિમાની આવશે રે, ધરી હથીયાર હાથ,
ધરી હથીયાર હાથ રે, વૈર કરીને કાપે મને.
તેથી ડરૂં ન લગાર રે, યુદ્ધ૦
હીત કુળનું મારે તાકવું રે, સમજી ધરમ અપાર,
સમજી ધરમ અપાર રે, જાણી બુજીને મારૂ નહિ.
નક્કી જાણજો મોરાર રે, યુદ્ધ૦
લેઇ હળાહળ વિષને રે, કેમ કરીએ પ્યારા પાન,
કેમ કરીયે પ્યારા પાન રે, આફત હાથે વ્હોરી લઈ.
શું ખોવા પ્રભુ પ્રાણ રે, યુદ્ધ૦
ખુલ્લુ અજવાળું તજી દઇ રે, પડુ અંધ કુવામાંહી,
પડુ અંધ કુવા માંહીરે, ખોળુ પાતાળમાં પ્રકાશને.
આંખે પાટા બાંધી ત્યાંહી રે, યુદ્ધ૦
અગ્નિની જ્વાળા જોવા છતાંરે, તેથી રહીયે નહિ દૂર,
તેથી રહીયે નહિ દૂર રે, ભસ્મિભૂત પળમાં કરે.
સર્વ ઉતારી દે નુર રે, યુદ્ધ૦
પાતક મોટુ માથે લેઇને રે, તેમાં ભલુ શું ગણાય,

તેમાં ભલું શું ગણાયરે, પ્રેમીઆત્માના પ્રભુ સાંભળો.
તેથી સુકીત શું થાય રે, યુદ્ધ૦

સાખી

પાતક માથે લેઇને, પડીયે નર્ક મોઝાર,
રાજતાજ ધરવા થકી, શું સુકીત થનાર. ૧
જાણી બુઝી મહા પ્રભુ, કેમ કુવે પડાય,
આફત આવી છે ઘણી, કહો હવે શું થાય. ૨

**कुलक्षयेप्रणश्यंतिकुलधर्माःसनातनाः ।**
**धर्मेनष्टेकुलंकृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥**
**अधर्माभिभवात्कृष्णप्रदुष्यंतिकुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेयजायतेवर्णसंकरः ॥४१॥**

કુળનો નાશ થવાથી સનતાન કુળના ધર્મ નાશ પામે છે અને ધર્મના નાશથી સર્વ કુળને અધર્મ જીતી લે છે એટલે કુળને અપ્રતિષ્ટિત કરી નાખે છે. હે કૃષ્ણ અધર્મે કરી કુળની અપ્રતિષ્ઠા થવાથી કુળની સ્ત્રીઓ દુષ્ટ થાય છે, હે વાર્ષ્ણેય તે દુષ્ટ સ્ત્રીઓથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.

સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

સનાતન ધર્મ ચાલ્યો આવતો, પળમાં પતન થઈ જાય,
તેથી કુળાચાર નષ્ટ થઇ જતાં, સહુ અધર્મી થાય,
ખોટાં કર્મો કરે, શુદ્ર જેવા બને. ખોટાં૦

### ગીતી

અધર્મ વ્યાપી કુળમાં, સદાચાર ધર્મનો લોપ થાય,
સ્ત્રીયો દુષ્ટ પાકે, વ્યભીચારણી સર્વે બની જાય.

### મનહર

પરંપરા વંશ ચાલતો, આવતો, સનાતન,
માંહોમાંહે લઢવાથી, કુળ ક્ષય થાય છે, ૧
કુળ નાશ, થાય ત્યારે, ધર્મ નષ્ટ થાય ત્યાં તો,
અભાગીયા, અકર્મિથી, પાપ વધી જાય છે. ૨
પાપ, વધવાથી, કુળ સ્ત્રીઓ તો અધર્મિ થતાં,
લંપટ બનીને વ્યભીચારી બહુ થાય છે, ૩
એવી દુષ્ટ, નારીયોથી પ્રજા જે ઉત્પન્ન થાય,
તેવી પ્રજા, વર્ણશંકર દુષ્ટ ગણાય છે. ૪
દુષ્ટ પ્રજા બની જતાં સારા સાર, રહે નહી,
અવિવેક ઘુસી જૈ, વિવેક દુર થાય છે, ૫
તેથી ધર્મ લોપ થઇ પાપ વધી જાય બહુ,
આંધળાને દોરનાર આંધળો ગણાય છે. ૬
માટે કૌરવો તો બધા આંધળા દીસે છે સહુ,
લોભીયા, આંધળા, મારી, સારૂ શું કહેવાય છે, ૭
માટે આંધળો દળે, કુતરૂ જેમ ખાધા કરે;
તેમ હું તો નહિ કરૂં, રાજની કયાં ઇચ્છાય છે. ૮

### સાખી

ઉત્તમ, અધમ, સંગમ થતાં, પ્રજા શુદ્ર થૈ જાય,
તેવી પ્રજા પિંડ આપતાં, પીત્રુ નરકે તણાય. ૧

પીત્રુઓનો, શ્રાપ મળે, મહા આફત ગણાય,
એવી આફતમાં હરી, પડીયે કેમ જગરાય. ૨

માટે યુધ્ધ કરૂ નહિ. સંગ્રામમાં નથી સાર,
કુળછેદન હાથે કરી, બનીયે અધમ અપાર. ૩

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरोह्येषां लुप्तापिंडोदकक्रियाः ॥४२॥**

અને વર્ણસંકર પ્રજા કુળને તથા કુળના નાશ કરનારને નરકમાં મોકલનાર છે. કારણ કે પિતૃપિંડ તથા તર્પણ ક્રિયા વિના તેમના પિતૃઓ નરકમાં પડે છે.

### સંગીતાર્થ

#### મરાઠી ચાલની સાખી

કુળનો નાશ કરવાથી પ્રજા સહુ, વર્ણસંકર બની જાય,
તર્પણાદી, ક્રિયા બંધ પડી જતાં, કુળને નરક, પ્રાપ્તિ થાય,
પિત્રુઓનાં મન દુભાય, મારી શી ગતી થાય, પિતૃ૦

#### બનજારો

સુણો શામળા, તમે મોરારી, નથી રહી ઉગરવા બારી,
કુળ વધ કેમ કરાય, સનાતનનું પતન થૈ જાય,
નર્ક ગતી થાય હમારી......નથી૦ સુણો૦

કુળનાશ, થાયે જે વારે, શ્રાધ, કર્મો નષ્ટ થાય ત્યારે,
પિતૃઓની ગતી શી થનારી......નથી૦ સુણો૦

વિંછી ડંખ મારે એક રગમાં, તેનો દાહ ઉઠે આખા અંગમાં,
દાહ તેવો થાય સૌને ભારી......નથી૦ સુણો૦
માટે કરજોડી કહું પ્યારા, પુર્વજ દુઃખી થાય હમારા,
તેવું કામ ન કરૂં ગિરધારી,......નથી૦ સુણો૦
માટે યુધ્ધ નહિ કરવાનો, ફકીર બની જંગલ ફરવાનો,
રાજ નથી કરવું વનમાળી......નથી૦ સુણો૦
પ્રેમીઆત્માના, તમે વા'લા, નટવર, નંદકેરા લાલા,
કુડાં કર્મો થકી લ્યો તારી......નથી૦ સુણો૦

સાખી

આપતકાળ આવી પડયો, સમજ પડે ન લગાર,
હૃદય મારૂં ગભરાય છે, થાય અનેક વિચાર.

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥**

જે કુલઘાતી છે તેમના વર્ણસંકરકારક દોષે કરી જાતિધર્મ અને સનાતન કુળધર્મ નાશ પામે છે.

સંગીતાર્થ

ગીતી

કુળ નાશ કરતાં, કુળઘાતકી, કહેવાઇયે પુરા,
પિતૃવૃક્ષના મૂળમાં, અગ્નિ મેલવા શું બનીયે શુરા,
એક અંગાળીયો પાકે, સોમણુ જારને, નાખી દે બાળી,
કુળનો વધ કરીને, અંગાળીયા રૂપ બનીયે ગીરધારી,

સાખી

ઘરને અગ્નિ લાગતાં, ઘર બધું બળી જાય,
તે જ્વાળા ફેલાઇ જતાં, બીજાં ભસ્મ ઘર થાય. ૧
અનાચાર વધી જતાં, અનેક કુળમાં ફેલાય,
એ સંસર્ગના પાપથી, મારી વલે શી થાય. ૨

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरकेऽनित्यं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥**
**अहो बत महात्पापं कर्तुं व्यवसितावयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥**

હે જનાર્દન ! જેનું કુળ નાશ થયું તે માણસોને અવશ્ય નરકવાસ થાય છે, એવું સાંભળીએ છીએ. અહો ! અમે મોટું પાપ કરવાને તૈયાર થયા છીએ કેમકે રાજ્યસુખના લોભે કરીને સ્વજનોને મારવાને તૈયાર થયા છીએ.

અર્જુન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

હે જનાર્દન, કુળધર્મ નાશ થતાં, નક્કી નરકમાં જવાય,
એમ હમોએ સાંભળ્યું છે પોતે, વેદ, શાસ્ત્રની માંય,
કુળનો વધ કરે, મહા પાપી ઠરે, કુળ૦

ગીતી

રાજ સુખોને માટે, લોભ ધરી, જો બાંધવને મારૂં,
અઘોર પાપમાં પડતાં, કદી હમારૂં થાય નહિ સારૂં.

અર્જુન બે હાથ જોડી વિલાપ કરે છે—

**લલીત**

અરર ઓ પ્રભુ! પાપ નહિ કરૂ, કુળ વધ કરી, નર્કમાં પડું,
નર્કનાં દુઃખો, સેંવાય નહિ, સાહસ કર્યાથી, હર્ષ રહે નહી,
ભીલું વન આ, ખીલી તો રહ્યું, અધર્મિ બની, કેમ હું હણું,
દવ સમ બની, પ્રજલન કરી, પુત્ર, પૌત્રોના; પ્રાણ લો હણી,
અઘોર પાપથી, થાય શી ગતી, ઘોર નર્ક દુઃખ, ભોગવું અતી,
દુઃખ સૌ પ્રભુ, નહી સહેવાય રે, હૃદય ચીરાઇ, મારૂં જાય રે,
કુળપતન થતાં, ઘણું ઘણું કહું, કઠોર દીલ કરી, સાંભળો સહુ,
રાજસુખ તણા, લોભમાં પડી, ભાઇ ભાઇયો, મરીયે લડી,
વડીલોનો વધ, કેમ થાય રે, બોલો બોલો તમે, યદુરાય રે,
શું હવે કરૂં, કહો શામળા, હે હમારા નાથ, મેલી આંબળા.

**ગીતી**

આ અઘોર કૃત્ય કરવામાં, પ્રેરણા કરી કેમ બેસી રહ્યા સ્વામી,
નિર્દય થયા શું નાથ, કેમ બોલતા નથી અંતરયામી.

(દાદા ખાચરના ઓરડા રે, એ–રાગ.)

પંચભૂતાત્મક પુતળું રે, પડી જતાં નવ લાગે વાર રે,
શામળીયા, રાજ માટે હું તો લડું રે.
માતા ઉદરથી જનમીયા રે, શું લેઇ આવ્યા સાથ રે. શામ૦
આવ્યા હરી ભજવા સદા રે, કર્યાં કુકર્મો અપાર રે. શામ૦
અનેક સંગ્રામ મેં કર્યા રે, મારીયા અનેક વીર રે. શામ૦
દુષ્ટ અસુરોને મેં હણ્યા રે, ચઢી ગૌ, બ્રાહ્મણુની વાર રે. શામ૦

કાયા, માયા જુઠી છે સહુ રે, કેમ કરૂં મોહ અપાર રે. શામ૦
શરીર સુખના કારણે રે, કેમ કરૂં રાજ ઇચ્છાય રે. શામ૦
ક્ષણુ જીવવાની આશા નથી રે, વ્યાપી રહ્યો માથે કાળ રે. શામ૦
કુળછેદન થાએ નહિ રે, પાપ કરૂં નહી લગાર રે. શામ૦
વડીલો વધ કરવા તણી રે વાત, વા'લા કેમ થાય રે. શામ૦
ખોટા સંગ્રામમાં ઉતરી રે, રાજ ખોટું નવ લેવાય રે. શામ૦
વનમાં જઈ વનમાળીને રે, પ્રેમેથી ભજશું સદાય રે. શામ૦
આશા, તૃષ્ણા છોડી દઇ રે, વસશું વન મોઝાર રે. શામ૦
પ્રેમીઆત્માના પ્યારા પ્રેમમાં રે, રહીએ આનંદે અપાર રે. શામ૦

સાખી

રમશું પૂર્ણાનંદમાં, અક્ષરપતિ અપાર,
વનમાં વસીને સદા, તરીયે સૌ સંસાર. ૧

સંપત્તીમાં સુખ નથી, દુઃખ દુઃખના અંગાર,
મારવું ને મરવું પડે, એવો છે વહેવાર. ૨

માટે માધવ મેલીને, મનના સૌ તરંગ,
વસીએ અભયપંથમાં, કરી સતપુરૂષ સંગ. ૩

સતસ્વરૂપને ખોળશું, ધરી કફની અંગ,
કુટુંબને હું નવ હણું, તે જાણજો શ્રીરંગ. ૪

**यदि मामप्रतिकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रारणे हन्युस्तन्मे क्षेमतरंभवेत् ॥४६॥**

હાથમાં શસ્ત્ર લીધેલાં એવા ધૃતરાષ્ટ્રના પુત્ર શસ્ત્ર

વિનાના તથા સામા નહિ થનાર એવા મને રણમાં મારશે તો તે મને અતિ કલ્યાણકારક છે.

અર્જુન કહે— સંગીતાર્થ

મરાઠી ચાલની સાખી

નિઃશસ્ત્ર બનીને પ્યારા હું તો, કાંઇ નથી કરવાનો,
શસ્ત્રધારી કૌરવો આવી ભલે મારે, તેમના હાથે મરવાનો.
તેમાં છે કલ્યાણ, મળે પદ નિર્વાણ. તેમાં૦

(બાપા કેરા સમ છે મુને, એ-રાગ)

ભલે મારે કૌરવો મુજને, રણભુમી મોઝાર રે,
હથીયાર હું ફેંકી દઇ, યુદ્ધ કરૂ નહિ લગાર રે. ભલે૦
પુરણ પ્રાણ મારા હરે તે, મુસ્તક કાપી લેઇ રે,
ઉભો રહીશ હું રણભુમીમાં, ભય સૌ મેલી દેઇ રે. ભલે૦
જીવવા કરતાં મરવું સારૂ, શસ્ત્રધારી હાથે રે,
તેથી મારાં પૂર્ણ ભાગ્ય છે, પળમાં કલ્યાણ થાશે રે. ભલે૦
કુટુંબ વધ હું તો નહિ કરવાનો, સત્યવાત કહું આજ રે,
ભેખ ધરીશું સર્વ ભાઇયો, છોડી દઇ રાજ રે. ભલે૦

મરાઠી ચાલની સાખી

મોહન મન વિચાર કરી જુઓ, સુજ પડતી નથી મુજને,
પોકાર પ્યારા કરી કરીને, કહી રહ્યો હું તુજને.
મન દયા ધરો, મારા સંશય હરો. મન૦

( મારા મંદીર પધાર્યા શ્યામ, એ-રાગ )

મારો હાથ ગ્રહીને, નટવર પાર ઉતારો,
મારૂં હૃદય બહુ અકળાય, આફત સહુ ટાળો.

નવ સુજે સંગ્રામની વાત, થાય ચિંતાય, થાય ચિંતાય,
કુળ વધ કરવામાં મન ઘણું મુંઝાય. મારો.
મને કરવું ન સુજે યુદ્ધ, મોહ, શોક થાય, મોહ શોક થાય,
ગુરૂ, પીતામહને કેમ કરી હણાય. મારો.
મારા મનની સર્વે વાત, જાણો ગીરધારી જાણો ગીરધારી,
કહો કુળને મારૂં કે, લેઉ પ્રભુ, ઉગારી. મારો.
બોલો બોલો મારા નાથ, દયા દીલ લાવી, દયા દીલ લાવી,
કેમ સાંભળી રહ્યા સૌ વાત, મૌન લગાવી. મારો.
મારા સંશય ટાળો પૂર્ણ, પ્રેમે બહુ નામી, પ્રેમે બહુ નામી,
પ્રભુ શરણુ પડયો હે નાથ! અંતરયામી. મારો.
હે પ્રેમીઆત્માના પ્યારા, પૂર્ણાનંદ સ્વામી, પૂર્ણાનંદ સ્વામી,
હવે મારી વલે શી થાય, કહું શીર નામિ. મારો.

## સાખી

જીવ મારો મુંઝાય છે, હથીયાર નવ ઝલાય,
પ્રાણ પ્રભુ નિકળી જશે, નક્કી યાદવરાય. ૧
બોલો બોલો મહા પ્રભુ, ઉત્તર આપો લગાર,
નગણ્યા થઈ શું સાંભળો, સામું જોઈ મોરાર. ૨
નકટા ક્યાં સુધી રહો, હે ગોકુળનાથ,
ગોપીયોને સતાવતા, તેમ કરો હમ સાથ. ૩
માખણચોર, મૂગા રહી, માખણ ખાધું અપાર,
પ્રેમીજનના પ્રેમને, જાણતા દીનદયાળ. ૪
પ્રેમ તારો પલટાઈ ગયો, વા'લા સુંદીરશ્યામ,
મૂંગા થઇ બેસી રહ્યા, રહેતી નથી હરી હામ. ૫

બોલો બોલો બાહુકા, બળવંત બળવીર,
નંદકુંવર નફટા બન્યા, રહે નહી હવે ધીર. ૬

સંજય ઉવાચ ।

**एवमुक्त्वार्जुनःसंख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥**

ધૃતરાષ્ટ્રને સંજય કહે છે કે, સંગ્રામમાં અર્જુન એવું કહી, બાણસહિત ધનુષ નાંખી દઇને શોકથી વ્યાકુળ થએલો રથમાં પાછળ બેશી ગયો.

**સંજય કહે—**

મરાઠી ચાલની સાખી

હે ધૃતરાષ્ટ્ર સાંભળો રાણા, અર્જુન શોકમાં ડુબી જાય,
અશ્રુધારા જેના નેત્રોથી ચાલે, શ્વાસ નવ લેવાય,
દુઃખમાં ડુબી ગયો, બેભાન થયો. દુઃખ
ભાનમાં આવ્યો ત્યારે ગાંડાની માફક, બકવાદ કરે વારેવારે,
અહાહા, શું કરૂં, શું થશે હવે, આ સંગ્રામ માંહિ અત્યારે,
સમજ નવ પડે, આરામ કંઇ ન જડે. સમજ૦

મનહર

રણસંગ્રામની વચ્ચે, રથમાં બેઠેલો પાર્થ,
શોકગ્રસ્ત બહુ બની, પૂર્ણ અકળાય છે,
અચ્યુતને, અર્જુને ઘણા, ત્યાંતો કાલાવાલા કર્યા,
ઉત્તર ન આપ્યો ત્યારે, અતિશે મુંઝાય છે.

મોહ, શોક કેરા આવેશમાં, આવી પડયો જ્યારે,
રથમાંથી કુદી પડી, ઘણો ગભરાય છે,
શ્વાસ તો રોકાઇ ગયો, નેત્ર તો મીંચાઇ ગયાં,
શુદ્ધિમાં આવ્યો ત્યાં આંખે અશ્રુ વહ્યાં જાય છે,
દશા આ નરની જોઇ શુરા સૌ ચકીત થયા,
અહાહા, અર્જુન આજે કેમ બદલાય છે,
કેમ આ યુદ્ધ વખતે ઘેલા જેવો બની ગયો,
હાય હાય કરે છે ને હૃદયે દુભાય છે,
રાહુ સુરજને ઘેરે, તેજહીણુ બને જેમ,
તેમ નર શોકથી, નિસ્તેજ બની જાય છે,
જેમ યોગી યોગ કરી, મહાસિદ્ધિના મોહમાં પડી,
તપ કેરૂં તેજ તજી, મહા દુઃખી થાય છે,
દુઃખી નર સંગ્રામમાં, સર–ચાપ ફેંકી દેઇ,
અશ્રુધારા વહાવી, હરીશરણુ થાય છે,
તન, મન સોંપી શર્ણું ગયો, ત્યારે ગોપીનાથ,
પ્રેમીઆત્મા કેરો પ્યારો, ત્યારે કર સહાય છે.

ગીતી

પાર્થનું દુઃખ દેખી, વૈકુંઠપતિ શ્રીકૃષ્ણ પ્રભુ બોલ્યા,
તત્વબોધ કરી ત્રિકમ, ધનંજયના અંતરપટ ખોલ્યા.

સાખી

અંતરપટ ખોલીયા, નર કેરા નાથ,
શાંન્તિરસ પીવડાવતા, હેતે ઝાલી હાથ. ૧
વિષાદ તને ઉત્પન્ન થયો, મોહશોકથી નર,
આત્મતત્વ ઓળખી સર્વે વિપત્તી તર. ૨

ડર રાખે કેમ શુરવીર, કરે કાયરની વાત,
આંખેથી અશ્રુ વહે, લજવે તારી જાત. ૩

ક્ષત્રિ સામા જોઈ રહ્યા, શું સમજે તું વીર,
યુદ્ધ કરવા રણે ચઢી, હારી બેઠો કેમ ધીર. ૪

ધાર્યું ધણીનું થશે, વિચાર મનડા સાથ,
લોકાપવાદ લાગી જશે, પછી ધસે તું હાથ. ૫

ધીરજ ધર મનડા વિષે, એમ કહેતા શામ,
તે સૌ બીજા અધ્યાયમાં, કહેવાય કથા તમામ. ૬

શાન્તીરસ પીરસ્યો, પ્રેમેથી યદુરાય,
શ્રોતાજન તે કથા, બીજા અધ્યાય ગવાય. ૭

ગાતાં આનંદ ઉપજે, સાંભળે સહુ દુઃખ જાય,
સતસ્વરૂપને પામતાં, સત્ માંહી સમાય. ૮

સતરૂપ આપે થતાં, છુટે સહુ મોહજાળ,
દેહી છતાં વિદેહી બની, તરી જાય સંસાર. ૯



## અધ્યાયનું રહસ્ય.

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે, પ્રભુ શ્રી કૃષ્ણચંદ્ર પોતે જેના સારથી બન્યા છે, જેનું દાસપણું શ્રીહરી પુરૂષોત્તમ અક્ષરાધિપતિએ સ્વીકાર્યું છે, હાથમાં ઘોડાઓની લગામ ઝાલી છે, અને એક હાથમાં ચાબુક ધરી રહ્યા છે, પીળાં પીતાંબર અને જરકશી જામો પહેર્યો છે, કાને રત્નજડીત્ર કુંડળ ધરી રહ્યા છે, માથે હીરાજડીત્ર સોનાનો મુકુટ પહેર્યો છે, ને સર્વેના મનને આનંદ આપતા સર્વ જગતના સ્વામી, પુરૂષોત્તમ, નારાયણ, મહાપ્રભુને અનઘ એવા કપીધ્વજ, ધનંજય, પાંડુપુત્ર, અર્જુન કહે છે કે, હે પ્રભુ, હે સચ્ચિદાનંદ, ગરૂડધ્વજ મારા રથને બન્ને સૈન્યના મધ્ય ભાગે લઇ જઈ ઉભો રાખો એટલે મારે શું કરવું તે હું જાણી લઉં, તે વખતે શ્રીકૃષ્ણ મહાપ્રભુ અશ્વોને ચાબુક મારતા ને અશ્વોને હાક દેતા, અને રથના ઝાંઝરના ઝણઝણાટના નાદની સાથે રથને બેઉ સૈન્યના મધ્ય ભાગમાં લઇ જઈ ઉભો કર્યો. પછી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા કે, હે અર્જુન, તારા કૌરવ સમાજને નિરખ, તારા વડીલોને જો, અને તારે શું કાર્ય કરવાનું છે તેનો વિચાર કરીને ધનુષ્યબાણ હાથમાં ગ્રહીને યુદ્ધ કર.

તે વખતે પાંડુપુત્ર પાર્થ, પ્રેમની સાથે રણક્ષેત્રમાં ચારે દિશાએ જોવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો, અને વિચાર કરતાંની સાથે ગભરાઇ જઇ, મુંઢની માફક બની જઇ, જેનું અંગ કંપવા લાગ્યું છે એવો અર્જુન, શ્રીકૃષ્ણ મહાપ્રભુને કહેવા લાગ્યો કે, પ્રભુ,

પ્રભુ, આ ગોઝારૂં, નિંદિત મહા હાનીકારક, નિચમાં નિચ કામ મારાથી નહિ બને. કેમકે ગુરૂ, પિતામહ, કાકાઓ, મામાઓ, સાળાઓ, સસરાઓ અને હમારા પુત્ર, પૌત્ર, મિત્ર અને હમારા કુટુંબી કૌરવ ભાઇઓ છે, તે સર્વેને કતલ કરી રૂધિરની નદીયો વહેવરાવી રાજ ભોગવવું એ મહા અઘોર નર્કમાં જવા બરોબર છે.

માટે હે પ્રભુ, તે કાર્ય હું કરવાનો નથી, નથી, ને નથીજ, સાથી કે, સ્વજનને મારી, સુખ ભોગવવું તે કરતાં વનમાં વસી જગત-નિયંતા, જગતપાલક, જગદીશ્વર, જ્યોતિર્મય, જગનાથનું ભજન કરી તેના શરણુ થવું તેમાંજ શ્રેહ છે. માટે હે પ્રભુ, હે દેવકીનંદન હે દામોદર, હે વાસુદેવ હે ગોવિંદ, કુટુંબીનો વધ થાય એવું નર્કગામી બનવાનું યુદ્ધ હું કદી નહિ કરૂં તે નહિ કરૂંજ. એમ કહી, રથમાંથી નિચે કુદી પડી, ઘણા કલ્પાંતની સાથે, જેના નેત્રોમાંથી અશ્રુધારાઓ વહે જાય છે, એવા ધનુર્ધરે હાથમાંથી ગાંડીવ ધનુષ્યને બાણુનો ભાથો નાખી દેઇ. હાથ જોડી શ્રીહરીને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે, હે પ્રભુ, હું તમારા શરણુમાં છું, આ અઘોર, અધર્મ રૂપી સંગ્રામમાંથી બચાવી મારા આત્માનું કલ્યાણુ થાય તેમ કરો, તમારા વગર મારો ઉદ્ધાર કરવાવાળો જગતમાં કોઇ નથી.

એવી રીતે અર્જુન, મહા મોહમાં ડુબી જઇ અતિશય શોકમાં પડી ગયો, તેથી તેને શ્રીકૃષ્ણુ પ્રભુએ શાન્તીરસ, પીરસી, પ્રેમથી પાયો અને શુરવીરતાના પાઠો ભણાવી મોહ, શોક છોડાવી સાંખ્ય-યોગનો ઉપદેશ કરી, માતાપીતા, અને ગુરૂની મહત્તા બતાવી પારથના સંશયોને દુર કરે છે. તે પ્રાચીન કથાનું શ્રી કૃષ્ણુચંદ્ર પુરૂષોતમ, મહાપ્રભુ વિવેચન કરે છે. તે સાંભળી અર્જુનનો મોહ, શોક દૂર

જશે અને પ્રશ્ન કરશે, તેનો ઉતર શ્રીકૃષ્ણચંદ્ર કરશે. તે મહા કથા હવે પછી બીજા અધ્યાયમાં કહેવાશે. તે પ્રેમીઆત્મા સ્વરૂપો, ને પ્રેમીજનો સાંભળી ઘણો આનંદ પામશે. માટે જેટલી, ઉત્કંઠા હોય તેટલી ઉત્કંઠાથી આ શ્રી સંગીત ગીતામૃતનું પાન કરી, મનુષ્ય-જન્મ સફળ કરવો તેમાંજ સંપુર્ણ લાભ છે.

ઇતિશ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા આધારે પ્રેમીઆત્મા, શકરદાસ રચિત શ્રી સંગીત ગીતામૃત અર્જુન વિષાદ યોગોનામ પ્રથમો અધ્યાય.

## કવાલી

દેતાહે સબકુ ખુદા, ફીકર કરેગા શાને,
ફીકર કરેગા શાને, લગ રે'ના ઈશ બાને. દેતા.
પોષણ પ્રભુ કરત હય, સચરાચર જીવનકો,
ક્યા ફીકર હય તુજકો, કહ્યા મેરા જો માને. દેતા.
ફ્રાસંટ માંહે કીડા, હવા ઉજાસ નાહી,
દેતા હૈ અહાર ત્યાંહી, અકળકળા કો જાણે. દેતા.
સુકા તે કાષ્ટ માંહી, ડેળ જીવન ગુજારે,
જળ દે દયાળુ ત્યાંહી, સંભાળ શામ રાખે. દેતા.
અજગર આકાશે રે'તા, ભક્ષે માતંગ મોટા,
તેના પડયા ન ટોટા, મીલતા હૈ સબ ટાણે દેતા.
બાલક જનમતા માંહી, પ્રગટાવે પય સ્થાને,
ક્યા ફીકર પ્રેમીઆત્મા, કરતા કયું મસ્ત થાને. દેતા.

( ખરચા ઘટાડી નાખો રે, એ રાગ. )

ધાર્યું ધણીનું થાશે રે, તુજ ધાર્યું નહી થનાર,
તુજ ધાર્યું નહિ થનાર, સમજ, સમજ, ગુમાર. ધાર્યું.

શું છકી ગયો છું મનમાં, કેમ ગુમાન રાખે તનમાં
તું વિચારી જોને દીલમાં રે, તુજ ધાર્યું નહી થનાર ધાર્યું.
સુખ શોધવા માટે ફરતો, વિશ્વંભરથી નવ ડરતો,
પર ભીમાં લોભાઈ મરતો રે, તુજ ધાર્યું નહી થનાર. ધાર્યું.
ઠરી ઠામ કદી નહિ ઠરતો, તૃષ્ણાના તરુવરે ચડતો,
જઈ નરક કુંડમાં પડતોરે, તુજ ધાર્યું નહી થનાર. ધાર્યું.
કોઠી કાજે કર્મ હીણુ કરતો, કૂડ કપટે સૌને છેતરતો,
દયા દીલ જરી નહિ ધરતો, તુજ ધાર્યું નહી થનાર, ધાર્યું.
મન ધાર્યું મનમાં રહેશે, કાળ પળમાં ઝડપી લેશે,
શકરાદાસ, સમજી કે' છે, તુજ ધાર્યું નહી થનાર. ધાર્યું.

(રાગ ઉપરનો)

મારૂં મારૂં મન કરતો રે, નથી તારૂં તલભાર,
નથી તારૂં તલભાર, કરી લેને તું વિચાર. મારૂં.
જે બાગ બંગલા તારા, જે લાગે છે અતી પ્યારા,
તે તો પડી રહેનારા રે, નથી તારૂં તલભાર. મારૂં.
કાયા કોમળ છે તારી, પળમાં પડી જનારી,
એક દીન ખાખ થનારી રે, નથી તારૂં તલભાર. મારૂં.
છે પ્રાણપ્રિયા જે તારી, તું કરતો મારી મારી,
સંગે નહિ બળનારી રે, નથી તારૂં તલભાર. મારૂં.
પુત્ર પરિવાર તારા, તું જાણજે ગોઝારા,
તે ખોરી ખોરી બાળનારા રે, નથી તારૂં તલભાર. મારૂં.
કોઇ તારૂં નથી સે જાણી, તું સમર પુરૂષ પુરાણી,
શકરાદાસ શીખ માની રે, નથી તારૂં તલભાર. મારૂં.

# सत्ये सफळता, असत्ये अधमता।

## આભાર પત્રિકા.

પ્રેમી સદ્‌ગૃહસ્થો, પૂર્ણ પરમાત્માની કૃપાથી શ્રી સંગીત ગીતામૃત, અધ્યાય ૧ લો છપાવી બહાર પાડ્યો છે, તેમાં ધર્મપ્રેમીઓ સદ્‌ગૃહસ્થોએ અગાઉથી મદદ કરેલી, તેમનો આભાર માનવામાં આવે છે.

રૂ. ૧૦) બ્રહ્મક્ષત્રી રામજી પ્રાગજીભાઇ, આસ્ટોડીયારોડ, અમદાવાદ.
૭) વ્યાસ અમથાલાલ જીવતરામ, રંગબજાર, ,,
૨) ભાવસાર જીવણલાલ નાથાલાલ, રાયપુર, ,,
૨) ભાવસાર વિઠ્ઠલદાસ ભોગીલાલ શાહપુર, ,,
૫) ભાવસાર પરષોતમ નથુદાસ કણભીયા, વાસણા.
૧) ભાવસાર પાનાચંદ મુળચંદ ,,

પહેલા અધ્યાયમાં અર્જુને મોહશોકમાં પડી સ્વધર્મ ત્યાગી ધનુષ્યબાણ નાખી દીધેલાં, તેને સ્વધર્મનો ઉપદેશ કરી સદ્‌બુદ્ધિની પ્રાપ્તિ કરાવી; સત્ એ શું છે, સતનો નાશ નથી માટે શોક કોઇનો કરવો નહિ. એવી રીતે શ્રીકૃષ્ણ મહાપ્રભુએ સમજાવી અર્જુનના મનને શાન્ત કરે છે, તે અધ્યાય બીજો, સાંખ્યયોગ નામનો છપાવી સજ્જનોના સમક્ષ મેલવાની મારી આકાંક્ષા છે તો તે કાર્ય સફળ કરવા, અગાઉ મદદ કરી સત્‌કાર્યને આગળ વધારશે ને અધ્યાય પહેલાના ગ્રાહક બની મદદરૂપ બનશે તે સર્વે પ્રેમી આત્મસ્વરૂપોનો પ્રેમપૂર્વક આભાર માનવામાં આવશે. પ્રેમીઆત્મા,

**શંકરદાસ પીતાભાઈ ભાવસાર વાસણાવાળા.**

ઠે. આસ્ટોડીયા, રંગબજાર—અમદાવાદ.

શ્રી જ્ઞાનમન્દિર પ્રી. પ્રેસમાં શ[illegible]રાય અમૃતરાયે છાપ્યું.
ઠે. રાયપુર, વાઘેશ્વરની પોળ પાસે—અમદાવાદ.